श्री.

# चाहुआन कुल कल्पद्रुम.

अथवा

कोटा उदयपुर देवगढ वगैरे तथा जवासना

राजवंशी खीची चाहुआननो इतिहास.

---


લેખક.

"...ग सुधाकर" तथा 'काव्य कल्प' इत्यादीना कर्ता

રાજ પુરોહિત પંડિત નાનજી પુરૂષોતમ

ઉર્ફે

કૃશાંત કવિ.

મુ. જવાસ ( મેવાડ ).


---


પ્રકાશક.

કામદાર પુનમચંદ ઉદયરામ.

મુ. જવાસ ( મેવાડ ).

પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૦૦૦.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.




કિંમત [illegible]

## डुंगरपुर निवासी चोवीसा ब्राह्मण कामदार पुनमचंद प्रत्ये ग्रंथ कर्तानो आशीरवाद.

### शार्दुल विक्रीडित छंद.

पामो पूर्ण प्रताप न्यांय करतां, वेली वधो वंशनी ।
जामो जाहीर जाप आप जगना, गाजो सुकीर्ति ध्वनी ॥
वामो कष्ट अभीष्ट इष्ट फलजो, [illegible]न्यताथी रहो ।
एश्री पूनम चंद्र बेश सुखमां, आनंद अंगे लहो ॥१॥

### कवित,

सरल स्वभाव जाकी सात्विकी वृत्ति बेश ।
पूरन प्रतापी नेक न्यायमें नीतिज्ञ ॥
अमीत संतोषी स्वच्छ विद्या के विनोदी वीर ।
रामके उपासी गुन ग्राहक गुनज्ञहे ॥
वरिष्ट वशिष्ट इष्ट विप्र बंश गोत्र जाको ।
चोवीसे द्रवीड पंच तर्क अर्क सुज्ञहे ।
उदे नंद पूरन चंद्र शाखा माध्यंदनीरु ।
वेद श्री यजुर पंच प्रवर सज्ञहे ॥२॥

### दोहा.

महेश सीधेश्वर अरु, कुलदेवी वर अंब ।
काल भैरव कुल रक्षरु, गन नायक हेरंब ॥ ३ ॥

क्रांत.

श्री.

# चाहुआन कल्पद्रुम.

अथवा

## छोटाउदयपुर देवगढ बारैया तथा जवासनां राजवंशी खीची चाहुआननो इतिहास.


લેખક.

"वंश सुधाकर" तथा 'काव्य कलाप' इत्यादीना कर्ता

રાજ પુરોહિત પંડિત નાનજી પુરૂષોતમ

ઉર્ફે

કલાંત કવિ.

મુ. જવાસ ( મેવાડ ).



પ્રકાશક.

કામદાર પુનમચંદ ઉદયરાંમ.

મુ. જવાસ ( મેવાડ ).

પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૦૦૦.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.




કિંમત રૂ-૦-૦

# उद्देश-हेतु.

येषान चेतो ललना सुलग्नं, मग्नंन साहित्य सुधा समुद्रे ।
ज्ञास्यन्तिते किंममहा ! [illegible], नंधांयथा वारवधु विलासान ॥

જેના મનોવૃત્તિ મદીરા યુક્ત ચક્ષુવાળી મોહિની સ્રીમાં લુબ્ધ થઇ નથી, અથવા સાહિત્ય રૂપી સમુદ્રમાં વૃત્તિ ડુબી નથી એવા મનુષ્ય; વિના ચક્ષુના જેવી રીતે વારાંગના નાહાવહેલા ઇત્યાદી અભિનય વિલાસને નથી જાણી શકતા તેમ અહો ! આ મારા અથાગ પરિશ્રમની કદર કેવી રીતે કરી શકશે.

अस्तु.

---

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું,-
પાંચકુવા નવા દરવાજા-અમદાવાદ.

श्री

# अथ भूमिका.



એક બેકન નામનો મહાન તત્વ જ્ઞાની ઇંગ્રેજ તત્વ શોધક લખે છે કે, ઇતિહાસ એ દ્રષ્ટાંત દ્વારે સુબોધ દેવા વાળું તત્વજ્ઞાન છે અને તે વાત સત્ય છે કેમકે દ્રષ્ટાંત રૂપ મહાન ચરિત્ર બેશક અબુધ મનુષ્યોને પણ અસર કરી શકે છે; એવું ધારી ચીન, જાપાન, યુનાન, યુરોપ, અમેરિકન અને ઇરાનના લોકોએ પ્રાચિન સમયથી ઇતિહાસ લખવાનો પ્રચાર પાડેલો છે અને આપણી ભારત ભૂમિમાં પણ એ પ્રચાર દીર્ઘ સમયથી હતો પરંતુ વિદેશી લોકોના આક્રમણના સમયથી એ પ્રચાર બંધ થયો હોય એવું પ્રતિત થાય છે.

આપણી ભારતભૂમિમાં પૂર્વે કેવા કેવા ઉત્સાહી ગુણજ્ઞ સુરવીર ધર્માચારી તથા દેશહિતિષી મહાશયો થયા તે જાણવા માટે જેવી રીતે નાટક પ્રયોગ ભૂમિપટ ઉપર સુંદીર રંગભૂમિને દેદીપ્યમાન કરી પેક્ષક સમુહને ઉતમ અસર કરી શકે છે તેમ ઇતિહાસીક પુષ્ટ પટપરની રંગ ભૂમિ ઉપર મધુરા અક્ષરોથી સુશોભીત થઇ પેક્ષક વર્ગને શ્વાકર્શણ કરી રંગીત કરે છે. નાટકની અસર દ્રષ્ય ભાવે થઇ શકે છે તેમજ ઇતિહાસીક અસર શ્રાવ્ય (વાંચ્ય ભાવે થઇ શકે છે, પરંત એ સર્વ કયારે કે જયારે ઇતિહાસીક લેખક પ્રૌઢ શકતી ધરાવતો હોય ત્યારેજ એ પુસ્તક (ઇતિહાસ) પ્રશંસા પાત્ર થાય છે.

ઇતિહાસ રૂપી આરશીમાં ફક્ત એજ જોવાની જરૂરત છે કે અર્વાચિન અને આધુનિક સમયમાં શું તફાવત છે તથા આપણા પૂર્વજો સુખી હતા કે દુખી અથવા આપણી ભારતભૂમિના રાજયમાં કઇ કઇ લડાઇઓ થઇ તથા કોણે કોણે પોતાનાં અમર નામો કર્યા અને કોણે કોણે પોતાના જુજ સ્વાર્થ માટે અપયશ રૂપી મેશનો ડાઘ પોતાના લલાટમાં ધારણ કર્યો ઇત્યાદી સાર ગ્રહણ કરી તત્વજ્ઞાન લેવાની જરૂરત છે.

ભારત વર્ષમાં પ્રાચિન કાળથી ઇતિહાસ ન લખવાની પૃથા હોવાના કારણથી ઇ. સ. ઓગણીસમી શતાબ્દીના આરંભ સુધી પ્રસિદ્ધ રાજપૂત જાતીનો ઇતિહાસ જાણવાને માટે કાંઇ પણ યોગ્ય સાધન નહોતું પરંતુ મહોદય જેમ્સ કર્નલ ટૉડ સાહેબ, ડાકટર બુલર મી. કનિંગહામ, પ્રિસન્સ સાહેબ, ડાકટર ભાઉ દાજી, પડીત ભગવાનલાલજી, પંડીત મોહનલાલજી તથા મહાશય પંડીત ગૌરીશંકર હીરાચંદજી ઓઝા ઇત્યાદી વિદ્વાનોએ બહુ પરિશ્રમ લેઇ જે ભારત વર્ષની ઇતિહાસીક સામગ્રી તૈયાર કરેલી છે તે બહુજ સ્તુતિ પાત્ર છે તેમાં પણ મહોદય ટૉડ સાહેબે રાજપૂતોની કીર્તિના

વિજય સ્થંભ રૂપ "રાજસ્થાનનો ઇતિહાસ" પ્રગટ કર્યો તે સમયે ઇતિહાસીક સામગ્રી કાંઇ પણ નહોતી જેથી પહેલા એ મહાશયનેજ ધન્યવાદ આપી તેના ગ્રંથને ભારતવર્ષના ઇતિહાસીક પુસ્તકાલયમાં અગ્રપદ આપવું યોગ્ય છે.

સ્વસ્થાનશ્રી જવાસના શ્રીમાન ખીંચી ચોહાણ કુળ વિભુષણ રાવતજી (રઓ) શ્રી રતનસિંહજી બહાદૂરનો એવો ઉદ્દેશ હતો કે જેવી રીતે ચાલુક્ય (સોલંકી) શીશોદીઆ, રાઠોડ, પરમાર, કચ્છવાહ અને પડિહાર ઇત્યાદી રાજપૂતોના ઇતિહાસ શીલા લેખ તામ્ર પત્ર તથા શીક્કા ઇત્યાદી સામગ્રીથી તૈયાર થઇ છપાયલા છે તેવી રીતે જો અમારા ખીચી ચૌહાણ વંશનો ઇતિહાસ એવાંજ સાધનો એકઠાં કરી લખાય તો જરૂર ભારતવાસી રાજપુત વીરોને અતી ઉપયોગી થઇ પડશે કેમકે ઇ. સ.ની છઠી શતાબ્દીથી તે મહારાજા પૃથિરાજ સુધીના અમારા વડીલો ભારતવર્ષમાં મહાન પરાક્રમી અને ચક્રવતી ગણાયલા છે અને તે સમયનાં તેમનાં ઇતિહાસીક સાધનો સ્થળે સ્થળે રાજપૂતાણા ગુજરાત માળવા અને દીલ્લી ઇત્યાદીથી જેટલાં જોઇએ તેટલાં મળી શકે તેમ છે.

શ્રીમાન રાવજી સાહેબના મનનો આ ઉદ્દેશ તેમના ગુણ ગ્રાહી, કામદાર શ્રીયુત પુનમચંદ્રજી સમજી ગયા અને જેથી મને તાર કરી જવાસ બોલાવી સારી યોગ્યતા અને સન્માનની સાથે રાખી જે કાંઇ ઇતિહાસીક સાધન આ સ્વસ્થાનમાં હતાં તે મારી પાસે હાજર કર્યાં તથા ઇહાંના ખીચી ચોહાણ રાજપૂતોનો પટામાંથી શીલા લેખ, તામ્રપત્રો, પટાઓ ઇત્યાદી સાધનો મેં દરેક જગ્યાએ જઇ મેળવ્યાં તથા મારી નેપાલ પંઝાબ, કાશમીર, બીહાર, પૂરવ, રાજપૂતાણા તેલંગ, કર્ણાટક દક્ષીણ અને કચ્છ ગુજરાતની મુસાફરીમાંથી જેટલી ઇતિહાસીક સામગ્રી મને મળેલી હતી તે સર્વ તથા અર્વાચિન તથા પ્રાચીન ઇતિહાસોના ગ્રંથોના સમુહ એકઠા કરાવી તેમાંથી સાર સાર ગ્રહણ કરી આ ગ્રંથ લખેલો છે.

### कवित धन्याक्षरी.

जैसे दधी मंथ कर घ्रतको नीकाल लेत ।
इक्षु रस पीस लेत छोंतेको नीकाल कर ॥
रजतें कंचन लेत अग्नींमें तपाय जैसें ।
तीलतें ग्रहत तेल कूचेको नीकाल कर ॥
कवि क्रांत कूकसतें कनको नीकाले जैसें ।
नीर क्षीर मीश्र हंश पयले नीकाल कर ॥
तेसें सब ग्रंथ हूतें राव रतनेश काज ।
कीन्हों चौहान बंश श्रीसारको नीकाल कर ॥ १ ॥

## दोहा.

सांभर रनथंभोरकु, पावापतिको बंश, ।
लखी मोद मन लायेगें, चंक्रवाकज्यु हंस ॥ २ ॥

આ પુસ્તકમાં ઉપર લખ્યા વિદ્વાનોના પુસ્તકોનો આશ્રય લીધેલો છે તે મહાશયોનો હું અત્યંત આભારી થયો છું કેમકે જેની તૈયાર કરેલી સામગ્રી અમોને આ પુસ્તકમાં અતિ ઉપયોગી થઇ પડી છે; તેમાં વળી પંડિત ગૌરીશંકરજી કે જેણે 'રાજસ્થાનના ઇતિહાસ' ઉપર ટીપણી બહુજ બારીકીથી શોધ કરી કરેલી છે એ ટીપણીથી આ ગ્રંથને બહુજ આશ્રય મળેલો છે જેથી તે મહાશયનો હું બહુ ઉપકાર માનું છું.

આ ગ્રંથ લખવામાં ઘણું જગોએ મારી ભૂલ થઇ હશે તો આશા છે કે વિદ્વાન પેક્ષક એ મારી ભૂલ સુધારી વાંચશે, અને કોઇ ઇતિહાસીક સભ્યજન મને કાંઇ સૂચના કરશે તો ઉપકાર સાથે આવતી આવૃત્તિમાં સુધારો કરવા ચૂકીશ નહિં.

આ ગ્રંથ કેવો છે તે સબંધે મને તો આમજ જણાય છે કેઃ—

गृहितं यन्न वद्भिर्तदगुणितं दुष्ट मन्यथा ।
पीतं पयोराज हंशैर्वारित दूर मुजितम् ॥

અર્થ—તમો (સજનો) જે ગ્રહણ કરો તે ગુણવાળું અને જે ન ગ્રહણ કરો તે દુષ્ટ એમજ હું સમજું છું કેમકે રાજહંસ જે પીયે તે પય દુધ અને ન પીયે તે પાણી.

વળી.

अल्पापि विद्या गूणवत्त राणां ।
याचित्तमारो हति सैव वंद्या ॥
परं सहस्रेषु विलासीनी नाम् ।
मनोरमा धन्य तमा प्रियस्य ॥

વિદ્યા થોડી હોય પણ જો ગુણવાનના મન રંજન કરે તો તે વંદનિય છે. જેમકે હજાર વિલાસીનીયોમાં પતિને જે વહાલી તેજ મનોરમા (સુન્દીર) ગણાય છે.

લેખક.

सुज्ञेषु किम् बहुना.

પંડિત—નારાયનજી પુરૂષોતમ રાજ,
પુરોહિત ઉપનામ કલાંત કવિ
મોરબી નીવાસી હાલ જશાસ રાજપૂતાના.

# હેતુ.

## ગ્રાહિ છંદ.

કીધી નહીં દેશ સેવા કદાયે,
કીધી નહી કૃષ્ણુ ભક્તી સદાયે;
કીધું નહીં શૌર્ય સંગ્રામ ભાવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૧

ઇચ્છે નહીં દેશનું શ્રે, ઉમંગે,
રાચે નહીં રામનું નામ રંગે;
ઝુઝે નહીં ઝંગ્રમાં ક્રોધ લાવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૨

પેખ્યાં નહીં પૂર્વનાં યુદ્ધ ગ્રંથે,
પેખ્યા નહીં દેવને દ્રષ્ટ પંથે;
રાખે નહીં નામ શત્રુ સતાવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૩

વાંચ્યાં ચરીત્રો નહીં પૂર્વજોનાં,
છેદયાં ન શીરો કદી કંટકોનાં;
ધર્મે ન જીતે અરીને હટાવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૪

ગાયાં નહીં વીર ગીતો ઉમંગે,
રાસા ઇતીહાસ વાંચ્યા ન પ્રેમે;
ધારી અસી લેન કીર્તિ જમાવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૫

વાંચ્યાં નહીં શાસ્ત્ર પૂરાણુ પ્રેમે,
શંભૂ ન પૂજ્યા કદી નીત્ય નેમે;
ના સત્રુ રક્તે થયો ત્રપ્ત આવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૬

પેખ્યાં નહીં આર્યનાં કામ આગે,
ગાયા નહીં ગુણુ ગોવીંદ ગાથે;
આવે નહીં વીરતાને દીપાવી,
તે જીંદગી વ્યર્થ એળે વિતાવી— ૭

શીખ્યું નહીં તત્ત્વ તવારીખોમાં,
શીખ્યું નહીં જ્ઞાન લગાવી લો માં;
જાયે ન ઝંગ્રે એવી મોદ લાવી,
તે જીંદગી વ્યર્થ એળે ગુમાવી— ૮

કાંત.

કવિરાજ શ્રી નારાયણજી પુરૂષોતમ ઉપનામ કલાંત
જવાસના રાજકવિ,



વંશસુધાકર તથા ચૌહાણ કલ્પદ્રુમના કર્તા.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# अर्पण पत्रीका.

॥ विना श्रयं न राजन्ते कवयो वनिता लताः ॥

## અખંડ પ્રૌઢ પ્રતાપ ચાહુઆન કુળ વિભુષણ ખીચી કુલ મંડન રાજચક્ર ચુડામણી શ્રીમન મહારાજા ધિરાજ મહારાઉલશ્રી ૧૦૮ શ્રી ફતેહ-સિંહજી બહાદુરની હજુરમાં સ્વસ્થાન શ્રી છોટાઉદયપુર.

ભારત વર્ષના ભૂપતિ વર્ગમાં ભૂષણ રૂપ રૈયત ઉપર સુદ્ધ અંતઃહ-કરણથી પ્રેમ ધર્મ અને ઔદાર્યતાથી નીહાળનાર ન્યાય નીતિથી પ્રજા વર્ગનું પોષણ કરનાર ઉત્કૃષ્ટ દાતૃત્વ અને ભારત વર્ષમાં જ્ઞાનની વૃદ્ધિ ચાહનાર આપ આપના વડીલ પૂર્વજોની તુલ્યે અમુલ્ય દાનવીર તથા યુધ વીરના ગુણોથી પરિપોષિત છો એમ ધારી આ આપના મહાન આર્યવીર વિભુષણ મહારાજા ચાહુઆનજીથી આપ વિદ્યમાન સુધીનો ઇતિહાસ શીલ્ડા લેખ, તામ્રપત્ર, શીક્કા પરવાના અને કેટલાએક ઇતિહાસો ઉપરથી ટાંચણ કરી બનાવેલો છે તે આપના પૂર્વજ મહારાજા પૃથ્વીરાજ, હમીરદેવ, તથા પતાઇ રાઉલના ખાનદાનમાં એટલે ભારત વર્ષના ચાહુઆન રાજવંશોમાં આપ ખુદ પાટવી છો એવો દૃઢ નીશ્ચય કરી આ આપના પવિત્ર અને મહદ્ ઉતમ પૂર્વજોના ચરિત્રોનો ગ્રંથ આપ કૃપાળુ મહારાજાશ્રીને ઉપકૃત અંતઃહકરણથી આપની આજ્ઞા લેઇ પરમાદર યુક્ત આપશ્રીમાનને અર્પણ કરૂ છું, તે સ્વીકારવા અમીદ્રષ્ટિ કરશો એજ સવિનય અને નમૃતા પૂર્વક પ્રાર્થના છે કે.

### ભુજંગી છંદ.

કૃપાવંત દાતા ક્ષ્મી ઉર ધારી,
દયાવંત દાતા મતી પૂર્ણ શાળી;

ગુણાલંક દાતા કૃતી શ્રેષ્ટ ધારો,
સદા સંત સેવી સુકિર્તિ પ્રસારો— ૧
પુરા પ્રેમથી કાવ્ય ઉદ્યાન સેવો,
અતી નેહ વારીદમાં હર્ષ લ્હેવો;
મહાંવીર વંશી પ્રતાપી વિલાસી,
સુકાવ્યો તણા આપ વિદ્વાન પ્યાસી— ૨
અલંકાર છંદોં સુચીભાવ જાણો;
ધ્વની વ્યંજના વ્યંગ શબ્દો પ્રમાણો;
ગણો ભેદમાં લેશ નાંહીં અધુરા;
શ્રુતિ સમૃતિ શાસ્ત્રમાં પૂર્ણ પૂરા— ૩
નૃપાલો તણા વૃંદમાં શ્રેષ્ટ જાણી;
સુણી દૂરથી આપની વીરવાણી;
પૃથીરાજ ચૌહુઆનના વશ માંહીં;
ગણું પાટવી આપને સત્ય આંહી— ૪
વળી આપ પાવાપતિ ભૂપતીના,
સુવંશી સદા દીર્ઘ છો સુકૃતીના;
અજેદેવ આનાક માણીક જેવા,
કરો કીર્તિ કીલા મહારાજ એવા— ૫
સુવિદ્યા વૃધી દેશમાં બેશ સ્થાપો,
કુવિદ્યા કૃતી પેખતાં દંડ આપો;
ચહુઆન શ્રી કલ્પ આ દ્રુમ રંગે,
સમર્પું સ્વીકારો વિનોદી ઉમંગે— ૬

વિનંતી,

રાજ પુરોહિત નારાયણજી પુરૂષોતમ.
ઉપનામ—કલાત કવિ.

---

श्री.

# चाहुआन कल्पद्रुम.

## પ્રકરણ પહેલું—પૂર્વદર્શન.

### મનહરછંદ.

અલી ઉર મકરંદ પ્રવાહે ન ત્રપ્ત થયું,
ત્યારેતો ખીલેલું પુષ્પ ખીલ્યું તે શા કામનું;
ટળ્યું નહિ ચક્રવાક વિયોગીનું કૃષ્ટ જ્યારે,
ત્યારે અર્ક ઉદયનું તેજ તે શા કામનું.
ઉમંડી ઘુમંડી પ્યાસ ચાતકની પુરી નહીં,
ત્યારે તો પાવસ વારી વહ્યું તે શા કામનું;
કવિ કલાંત પેક્ષકને અસર ન કરે શ્રાવ્ય,
ત્યારે એવા લેખકનું શ્રાવ્ય તે શા કામનું.

**ચાહુઆન વા ચૌહાન**—આ ક્ષત્રિ જાતિના સંબંધમાં હરેક ઇતિહાસોમાં એટલું બધું લખવામાં આવેલું છે કે આ સ્થળે તેનું શીઘ્રતાથી સંક્ષિપ્તમાં વિવેચન કરવા ઉપરાંત કાંઇ પણ વિષેશ લખવું વ્યર્થ થઇ પડશે.

આ વંશ અગ્નિવંશી એકના માટે નહિં પરંતુ સમસ્ત રાજપૂત જાતિમાં સર્વથી મહાન વીર ખાનદાન ગણાય છે. છત્રીસ કુળના અધિકાંશ રાજપૂતોના એવાં વીર કાર્યો લખી શકાય તેમ છે, કે જે ઇતિહાસનાં અસંખ્ય અને ભીન્ન ભીન્ન વિરતાની ઘટનાઓથી ભરેલાં પૃષ્ટોમાં કોઇની પણ વિરતાથી ઉતરે એવાં નથી; અને યદપી "**તલવાર રાઠોડાંન**" આ વાતપર વાંધો ઉઠાવવાને પ્રસ્તુત થશે. પરંતુ તેમની પરસ્પર યોગ્યતાનો વિચાર કરી પક્ષપાત રહિત નિર્ણય કરવાથી ચોહાણ રાજપુતો પણ યુદ્ધ વિષયક જીવનમાં સૌથી પ્રધાન જણાશે.

આ વંશની શાખાઓએ પોતાનું સંપૂર્ણ આદિ પૌરૂષ કાયમ રાખ્યું છે તેમાં ખીચી, હાડા, દેવડા, સોનગરા, સાચોરા, પુરબીયા અને ભદોરીયા

ઇત્યાદી ચોવીસ શાખામાંના ચૌહાણો પોતાના નામ સુકવિના કાવ્ય* ગ્રંથોમાં અમર કરી ગયા છે.

ચૌહાણુની ઉત્પતિ વિષે કર્નલ જેમ્સ ટૉડ સાહેબે પૃથિરાજ સસા નામના ગ્રંથ ઉપરથી લખ્યું છે કે ચૌહાણુ શબ્દની ઉત્પતિ તેના કલ્પીત જન્મની સમકાલીન છે; યથાર્ત જ્યારે ચાર બાહુવાળા વીર (ચતુર્ભુજ—ચતુર્બાહુ) ને દૈત્યોની સાથે યુદ્ધ કરવા મોકલવામાં આવ્યો ત્યારે ચૌહાણુ અતિરિક્ત સર્વ હારી ગયા; ચૌહાણુને બ્રાહ્મણોએ નાસ્તિકોની વિરૂદ્ધ યુદ્ધ કરવાને સૌથી પાછળ ઉત્પન્ન કર્યો હતો. કહે છે કે ચૌહાણુને પવિત્ર આબુ પર્વત ઉપર ભારતીય જીવના અનુષ્ટાંનોના રક્ષણાર્થે ઉત્પન્ન કરવામાં આવ્યો; તેની ઉત્પતિના સબંધમાં થોડી હકીકત અહીં લખવાથી તે વંચકોને પ્રિય થઇ પડશે. આ અર્બુદગિરિ કે જે સુમેરૂ વા કૈલાસની પેઠે પર્વતોમાં શ્રેષ્ટ ગણાય છે ત્યાં અચલેશે પોતાનું નિવાસ સ્થાન બનાવ્યું છે; તે સ્થળ ઉપર ફક્ત એક દિવસ નિવાસ કરવાથી અને વ્રત કરવાથી સર્વ પાપનો ક્ષય થાય છે. તથા એક વરસ ત્યાં નિવાસ કરવાથી તે મનુષ્ય જાતિનો ગુરૂ બની જાય છે.

આબુગરિ પવિત્ર છે તથા પોતાનો સમય ભક્તિ માર્ગમાં વ્યતિત કરનાર, લાલસા રહિત તથા ગાયનું દુધ, કંદ, મુળ, ફળ તથા ફુલથી પોતાનો નિર્વાહ કરનાર બલના ઉપાસક રૂષીઓની તપસ્યા ભંગ કરવામાં કાંઇ લાભ નહિં હોવા છતાં પણ દૈત્યો તેમના પરમાનંદની ઇર્ષ્યા કરી તેમના સુયજ્ઞનો ભંગ કરી ભ્રષ્ટ કરતા હતા જેથી દેવતાઓને યજ્ઞ ભાગ મળનો અટકયો હતો.

બ્રાહ્મણોએ યજ્ઞાર્થે નૈરૂત્ય કોણુમાં અગ્નિ કુંડ બનાવ્યો, પરંતુ દૈત્ય સમુહોએ વાવાઝોડાં કર્યાં તેથી સમસ્ત વાતાવરણુ અંધકારમય બની

---

* ચૌહાણુની ઉત્પતિને માટે રાયલ એશીઆટિક સોસાઇટીની કાર્યવાહી જીલ્દ ૧ લી પુષ્ટ ૧૩૩ માં એક સંસ્કૃત શિલ્લા લેખની ટીપણી જુઓ તથા ચૌહાણુ શબ્દને માટે પ્રાચિન શિલ્લા લેખ આદિમાં બહુધા ચંહમાન શબ્દ મળે છે; તે શીવાય પૃથિરાજ વિજય કાવ્યમાં ચાંપમાન યા ચાંપહારિ શબ્દથી ઉક્ત નામની ઉત્પતિ થઇ લખે છે, જે ધનુર્ધરનું સુચક છે. નહિં કે ચતુર્ભુજનું—અમારૂં અનુમાન એવું છે કે, ઉક્ત વંશના આદી પુરૂષનું નામ ચૌહાન, ચાહમાન યા ચાંપમાન હોવું જોઇએ, જેથી એના વંશજો ચૌહાણુ યા ચાહમાન કહેવાયા છે.

ગયું અને વાદળ રેતથી આચ્છાદિત બની ગયું ત્યારે દૈત્યો તેમના યજ્ઞોમાં વિષ્ટા, રક્ત, અસ્થિ, માંસ તથા અન્ય પ્રકારની ભ્રષ્ટ વસ્તુઓની વૃષ્ટિ કરવા લાગ્યા. આવાં નીચ કર્મથી તેમનો યજ્ઞ કિંચિત પણ લાભદાયક થયો નહિં; જેથી બ્રાહ્મણોએ અગ્નિ કુંડમાંથી એક પુરૂષ ઉત્પન્ન કર્યો; પરંતુ તેની આકૃતિ યોદ્ધાના જેવી નહોતી. બ્રાહ્મણોએ તેને દ્વારપાલ બનાવીને બેસાડી દીધો અને તેથીજ તેનું નામ પૃથિહદ્વાર* પડયું. તત્પશ્ચાત્ બીજો પુરૂષ કહાડયો અને તે હથેળી (ચુલ્લૂ) માંથી બન્યો હતો તેથી તેનું નામ ચાલુકય પાડયું. તત્પશ્ચાત્ તૃતિય પુરૂષ કહાડયો અને તેનું નામ પરમાર ÷ પાડવામાં આવ્યું; તેણે રૂષીઓનો આશીરવાદ લીધો બાદ બીજા માણસોને પોતાની સાથે લેઇ દૈત્યોની સામે યુદ્ધ કરવા ગયો પરંતુ તેઓ તેમને જીતી શકયા નહિ—ત્યારે વસિષ્ટ રૂષી કમલ ઉપર બેસી મંત્ર જાપ કરવા લાગ્યા; પુનઃ તેમણે દેવતાઓની સહાયતા માગી તેમણે આહુતી આપી કે તુંરત (અગ્નિકુંડમાંથી) એક દીર્ઘકાય, ઉન્નત લલાટવાળો પુરૂષ નીકળ્યો; તેના વાળ કૃષ્ણ વર્ણ, નેત્ર ક્રુરતા અને વૃક્ષસ્થળ વિસ્તીર્ણ હતું, તેણે ભયાનક આકૃતિનું કવચ પરિધાન કરેલું હતું, ભરેલું તરકસ બાંધેલું હતું, તેણે એક હાથમાં ધનુષ્ય અને બીજા હાથમાં તલવાર ગ્રહણ કરેલી હતી. જેથી (ચતુરાકૃતિ) ચતુરંગ ઉપરથી તેનું નામ ચૌહાણ પડેલું છે.

જ્યારે ચૌહાણને દૈત્યોની સામે લડવાને મોકલવામાં આવ્યો ત્યારે વસિષ્ટે પ્રાર્થના કરી કે, "હે મહંમાયા ! આ યોદ્ધાની આશા પૂર્ણ× કરજો". આ વખતે સિંહારૂઢ થયેલી શક્તિદેવી પ્રગટ થઇ અને તેણે ચૌહાણને આશીરવાદ આપ્યો; તથા તેજ પ્રમાણે આશાપૂર્ણા વા મહાકાલિ રૂપે તેની પાર્થના સાંભળવાની પ્રતિજ્ઞા લીધી, ત્યારે તે દૈત્યોની સામે યુદ્ધ કરવા

---

* ટૉડ સાહેબે પડીહાર નામનું શુદ્ધ રૂપ પૃથિહદ્વાર માની તેનો અર્થ પૃથ્વિનું દ્વાર લખ્યું છે તે સ્વીકારવા યોગ્ય નથી કારણ કે પડીહારના શિલ્લાલેખોમાં પ્રતિહાર નામ મળે છે. જેનો અર્થદ્વારપાલ થાય છે.

÷ ટૉડ સાહેબે પરમાર શબ્દનો અર્થ પહેલે લડવાવાળો લખેલ છે. પરંતુ ઉક્ત શબ્દનો ઠીક અર્થ શત્રુઓને મારવાવાળો થાય છે તેમ પરમારોના શિલ્લાલેખ આદિમાં પણ ઉક્ત શબ્દનો અર્થ એવોજ બતાવેલો છે.

× આશા પૂર્ણ કરવાવાળી મહાકાલિકા ચૌહાણોની કુળદેવીનું નામ છે.

ગયો અને તેણે મુખ્ય મુખ્ય દૈત્યોને મારી નાખ્યા. બાકી શેષ રહ્યા તે રસાતલમાં નાસી ગયા. અણુહિલે ÷ દૈત્યોનો નાશ કર્યો. બ્રાહ્મણો પ્રસન્ન થયા અને આશીરવાદ આપ્યો.

ચૌહાણોનું = વંશવૃક્ષ જોતાં વિદીત થાય છે કે મુળપુરૂષ અણુહિલથી લેઇને ભારત વર્ષના અંતિમહિંદુ સમ્રાટ મહારાજા પૃથિરાજ પરિયંત એ વંશમાં ૩૯ રાજાઓ થયા,+ પરંતુ આ વંશાવળી પૂર્ણ છે કે નહિં તે અમે ખાત્રીપૂર્વક કહી શકતા નથી. પણ અનુમાનથી એ પૂર્ણ હોય એવું લાગે છે. કારણ કે આ ઉત્પતિ વા પુનઃ સંસ્કાર વિક્રમાદિત્યથી સેંકડો વર્ષ પૂર્વે થયેલો માનવામાં આવે છે.

ચૌહાણોના ઇતિહાસમાં અજમેરનો દુર્ગ ( કીલ્લો ) બંધાવનાર અજયપાલ પ્રસિદ્ધ છે, અને તેણે ચૌહાણોની પ્રસિદ્ધ રાજ્યધાની અજમેરમાં સ્થાપી હતી.

સાંભર § કે જે તેજ નામના, મીઠાના વિસ્તૃત સરોવરને કીનારે છે. તે અજમેર વસ્યા પહેલાં સામંતરાજે ચૌહાણે વસાવ્યું હોય તેમ માનવામાં આવે છે અને તેણે આ વંશના રાજાઓને એક ઉપાધિ અર્પણ કરી જેથી તેઓ "**સાંભરી રાઓ**" કહેવાવા લાગ્યા. પૃથિરાજ દિલ્લીની ગાદી ઉપર ગયા અને તેથી ત્યાંના અંતિમ સ્વતંત્ર મહારાજા પર નષ્ટ થતાં દીપકની પ્રભા ચમકી ત્યાંસુધી અજમેર તથા સાંભર ચૌહાણ રાજાઓના મુખ્ય સ્થાનો હતાં. આ વંશમાં કેટલાએક રાજાઓ એવા પરાક્રમી થયા હતા કે જેમનાં વીર કાર્યોએ ચૌહાણના ઇતિહાસને પ્રકાશિત કરી

---

÷ ટૉડ સાહેબ ચૌહાણોના મુળ પુરૂષનું નામ અહાહિલ લખે છે. પરંતુ પૃથિરાજ વિજય તથા હમીર મહાકાવ્ય આદી ગ્રંથોમાં તેનું નામ ચાહમાન લખેલું છે.

= ચૌહાણોની પ્રથમ રાજ્યધાની અહિ છત્રમાં હતી.

+ ટૉડ સાહેબ ચૌહાણોના મુળ પુરૂષથી પૃથિરાજ સુધી ૩૯ પેઢી થઇ જણાવે છે. પરંતુ ચૌહાણોના શિલ્લા લેખ, તામ્રપત્ર, શિક્કા તથા પૃથિરાજ વિજય આદિ ગ્રંથ જોતાં ૩૦ અથવા ૩૧ નામ સીદ્ધ થાય છે.

§ આ નામ સાકંભરી દેવી ઉપરથી અથવા તો સામંતરાજે પોતાના નામ ઉપરથી પાડયું હોય તેમ લાગે છે, અને તે ચૌહાણોની કુળદેવી સાકંભરી આશાપુરી વા મહાકાલિ રૂપે આજ પણ તે મૂર્તિ વિદ્યમાન છે.

દીધો છે. એવા રાજાઓ પૈકી એક માણિકરાઓ હતો, † જેણે સૌથી પહેલાં મુસલમાનોની સેનાનો અવરોધ કર્યો હતો. વિજેતા મુસલમાનોના ઈતિહાસમાં એવો ઉલેખ છે કે, અજમેરનો રાજા ÷ મહમૂદ ગઝનવીની સાથે પરમ વીરત્તા અને આગ્રહ સહિત લડયો હતો. અને તેણે એ પ્રસિદ્ધ દુર્ગની = નિકટ મહમૂદને પરાસ્ત કરીને, અપમાન સહિત સૌરાષ્ટ્રને રસ્તે હાની પહોંચાડતાં અટકાવી તેને પાછા ફરવાની ફરજ પાડી હતી.

વલીદ * ના સેનાપતિ કાસિમે માણિકરાઓ ઉપર હીંઝરીસનની

---

† આ માણિકરાઓનું ઉપનામ ગૂવક હતું તેણે ઈ. સ. ૬૫૫ માં બગદાદના ખલીફા વલીદના તરફથી નીમાયલા સેનાપતિ ફરીદની સામે લડી મોટી બહાદૂરી કરી કામ આવ્યો હતો.

÷ આ સમયે ટૉડ સાહેબે વિશલદેવના પીતા ધર્માધીરાજે મહમૂદને હરાવવાનું લખ્યું છે પરંતુ તે નામ શિલ્લા લેખો તથા પૃથિરાજ વિજયમાં નથી: પણ આધુનિક લેખકોએ તથા ભાટ વહીવંચાઓના ચોપડામાં તે ધર્માધીરાજનું નામ બીરબલનદેવ ઉર્ફે સિંહરાજ મળે છે તે ઉપરથી સીદ્ધ થાય છે કે સિંહરાજ વિશલદેવના પીતાનું નામ હતું, તેજ ધર્માધીરાજ ઉર્ફે બીરબલનદેવ તેનાં ઉપનામ હોવાં જોઇએ અને તેણેજ મહમૂદને હરાવી તેના સરદાર હેનિમને માર્યો હતો એવું હમીર મહા કાવ્યમાં પણ લખેલું છે.

= સુલતાન મહમૂદ ગઝનવીના વખતમાં અજમેર વસ્યું હોય તેમ જણાતું નથી. પૃથિરાજ વિજ્ય નામના ગ્રંથ ઉપરથી સીદ્ધ થાય છે કે આનાજીના પીતા અને વિશલદેવ તથા સોમેશ્વરના દાદા અજયદેવે સાંભરથી આવી અજમેરનો કીલ્લો બનાવ્યો હતો. તવારિખે ફીરસ્તામાં મહમૂદે અજમેર વિજય કર્યું એમ લખેલું છે પરંતુ ફીરસ્તાએ આ સમય પછી કેટલાંએક સો વર્ષ બાદ આ વાત લખેલી છે. મહમૂદની સોમનાથ ઉપરની ચડાઇની હકીકત ઇબ્ન અસિરે કામિલુ તવારિખ કે જે ઇ. સ. ૧૨૩૦ માં સમાપ્ત થઇ હતી તેમાં લખ્યું છે કે, ફીરસ્તાની અપેક્ષા અધીક વિશ્વાસપાત્ર નથી; તે ઉપરથી સીદ્ધ થાય છે કે તે વખતે અજમેર નહીં પરંતુ સાંભરમાં રાજધાની હોવી જોઇએ.

* વલીદ બગદાદનો ખલીફો હતો જેણે ઇ. સ. ૭૦૫ થી ઇ. સ. ૭૧૫ સુધી રાજ કર્યું હતું. તે વખતે તેના સેનાપતિ મહમૂદ કાસિમેહી૦ સ૦ ૯૩ ઇ. સ. ૭૧૨ માં સીંધ ઉપર ચડાઇ કરી ત્યારે માણિકરાઓ તેના સાથે લડતાં કામ આવવો સંભવ છે.

પ્રથમ શતાબ્દિના અંતમાં બીજીવાર આક્રમણ કર્યું હોય એમ પ્રતિત થાય છે. ચતુર્થ શતાબ્ધિના અંતમાં ત્રીજીવાર આક્રમણ થયું. ચતુર્થ આક્રમણ વિશલદેવના × રાજત્વ કાલમાં થયું.

વિશલદેવ પોતાના ધર્મના શત્રુઓની સામે લડવાને માટે રાજપૂત રાજાઓના એક મોટા સમુદાયનો અગ્રેસર બન્યો હતો. પ્રસિદ્ધ ઉદિયાદિત્ય પરમારનું નામ આ પ્રસંગે. ચૌહાણ રાજાના હાથ નીચે કામ કરનાર રાજાઓની ગણનાઓમાં આવ્યું છે. પ્રમાણિક લેખો ઉપરથી તેનું મૃત્યુ ઇ. સ. ૧૦૯૬માં § થયું હતું; એવો નીશ્ચય કરવામાં આવ્યો છે, તે ઉપરથી સીદ્ધ થાય છે કે મહમૂદની ચોથી પેઢીએ થયેલા મોદુદની % વિરૂદ્ધ આ રાજપૂત રાજાઓ અવશ્ય લડયા હશે. અને આ વિજ્યનો ઉલ્લેખ દિલ્લીના પ્રાચિન સ્થંભપરના શિલ્લાલેખમાં છે.*

---

× મુસલમાનનો ત્રીજો હુમલો ભારતવર્ષ પર વિશલદેવના સમયમાં થયો, તે વખતે ઉદયાદિત્ય પરમાર ચૌહાણ રાજાની સાથે રહી લડયો હતો. આ હુમલો અજમેરનો કીલ્લો બનાવનાર અજયદેવના દાદા વિશલદેવ (વિગ્રહ રાજ ત્રીજા) ના સમયમાં થયો હતો કેમકે ઉદયાદિત્ય ઉક્ત વિશલદેવના મોટાભાઇ દુર્લભ (દુશલ) નો સમકાલિન હતો અને તે માળવાનો પ્રસિદ્ધ રાજા હતો.

§ ઉદયાદિત્યનો દેહાંત ટૉડ સાહેબે ઇ. સ. ૧૦૯૬ મા લખેલ છે પરંતુ સંવત ૧૧૪૩ ઈ. સ. ૧૦૮૬ સુધી તે વિદ્યમાન હતો એવા શિલ્લા લેખો ઉપરથી પુરાવાઓ મળેલા છે. અને ઇ. સ. ૧૦૦૪ વિ૦ સં. ૧૦૬૧ માં તેનો પુત્ર નરવર્મા માળવાનો રાજા હતો.

% મોદુદ ગીઝનીના સુલતાન મહમૂદનો પ્રપોત્ર હતો એણે ઇ. સ. ૧૦૪૨ સંવત ૧૦૯૯થી ૧૧૦૫ સુધી ગીઝનીની ગાદી ભોગવી હતી, તેના લશ્કરે ભારતવર્ષ ઉપર ચડાઇ કરી હતી. પરંતુ તેઓ સાંભર સુધી આવ્યાનું કોઇ પ્રમાણ મળતું નથી.

* દિલ્લીના પ્રાચિન સ્થંભપરનો લેખ ત્રીજા વિશલદેવનો નહિં પરંતુ પૃથિરાજના પીતા સોમેશ્વરના મોટાભાઇ વિશલદેવ ચોથાના વખતનો છે અને તે વિશલદેવે દિલ્લી વિજય કરી હતી.

ચૌહાણની ચોવીસ શાખાઓ* છે જેમાં બુંદી અને કોટના વર્તમાન રાજાઓ સર્વથી અધિક પ્રસિદ્ધ છે; અને તે ઉક્ત ઉભય રાજ્યો હાડોતિ પ્રદેશમાં આવેલાં છે. તેમણે ચૌહાણોની કીર્તિનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરેલું છે.

છોટાઉદયપુર, દેવગઢ બારૈયા, જવાસ, ખીચીપુર તથા રઘુગઢના ખીચી, શિરોહીના દેવડા, ઝાલોરના સોનગઢા, સુવેબાહ અને સાચોરના સાચોરા, તથા મેનપુરી, બેદલા, કોઠારીઆ અને પારસોલીના પુરબીઆ ચૌહાણ આ સર્વ રાજપૂતોએ પોતાના નામો પરમ વીરતા અને અલૌકિક સ્વામી ભક્તિથી અમર કરી દીધાં છે. આ વંશમાંથી ઘણા અદ્યાપિ વિદ્યમાન છે, અને તે વંશના લોકો પૃથિરાજના સમયમાં જેવા બહાદૂર હતા તેવાજ પરાક્રમી આજે પણ તેઓ ગણાય છે તેમાં યત્કીંચિત પણ શંકા નથી.

ચૌહાણ વંશના ઘણા સરદારોએ પોતાની માતૃભૂમિની રક્ષા અર્થે પોતાના ધર્મનો પરિત્યાગ કર્યો છે. તેમાં કાયમખાની, સુરત્તાની, લોત્તાની, કુરવાની અને વેદવાન લોકો કે જે વિષેશ જયપુર રાજ્યમાં શેખાવટીની અંદર નિવાસ કરે છે તેઓ અત્યંત પ્રસિદ્ધ છે. આ પ્રમાણે ઓછામાં ઓછા બાર રાજાઓએ પોતાના ધર્મનો ત્યાગ કર્યો; પરંતુ આ કાર્ય રાજપૂતોના ધર્મ વિશ્વાસથી વિરૂધ નથી. કારણકે મનુ ભગવાને એટલે સુધી કહ્યું છે કે પોતાની ભુમિનો રક્ષા માટે પોતાની સ્ત્રી સુદ્ધાંતનો ત્યાગ કરવો. જુઓ પૃથિરાજના ભત્રીજા ઇશ્વરદાસે સૌથી પહેલાં સ્વધર્મનો ત્યાગ કરી આ ઉદાહરણ દરશાવ્યું હતું.

આજકાલ ચૌહાણો પોતાને અગ્નિવંશી માને છે. અને તેમનો મૂળ પુરૂષ આબુ ઉપર વસિષ્ટદ્વારાએ અગ્નિકુંડમાંથી ઉત્પન થયો હતો એમ તેઓ સર્વ માને છે. પરંતુ ૧૬ મી શતાબ્દિના પૂર્વના ચૌહાણોનાં શિલ્લાલેખ તથા તામ્રપત્રો મળીને ૬૦ થી અધીક પંડિત ગૌરીશંકરજીને મળેલા છે, તેમાં કયાંય પણ તેમને અગ્નિવંશી લખ્યા નથી. તેમજ તેમનો વસિષ્ટ સાથેનો કશો પણ સબંધ દર્શાવેલો નથી, તેઓ પોતાના

* **ચૌહાણની ચોવીસ શાખાઓના નામ.**—ચૌહાણ–ખીચી, હાડા, સોનંગરા, દેવડા, પાબીયા, સંચોરા, ગોએલવાલ, ભદોરીઆ, નિર્વાણ, મોલાની, પુરબીઆં, સૂરા, માદડેચા, સંકૈચા, ભૂરેચા, બાલેચા, તસ્સેરા, ચાચેરા, રોસિયા, ચંદૂ, નકુમ્પ, ભાવર અને બંકટ.

ગોત્રોચ્ચારમાં પણ પોતાને ચંદ્રવંશી અને વત્સગોત્રી લખી ગયા છે, પરંતુ વસિષ્ટગોત્ર કયાંય પણ લખ્યું નથી તેને માટે નીચે જણાવેલા પૃથક પૃથક શિલ્લાલેખો વાંચી ખાત્રી કરો.*

પૃથિરાજ વિજય તથા હમીર મહાકાવ્યના કર્તાઓને ચૌહાણ અગ્નિવંશી છે એવું સ્વપ્ને પણ માલુમ નહોતું કારણકે તે વખતના લેખકો તથા ચૌહાણ રાજપૂતો વત્સગોત્ર તથા ચંદ્રવંશી માનતા હતા. હમીર મહાકાવ્ય લખાણા પછી પૃથિરાજ રાસો લખાયલો હતો જેથી પૃથિરાજ રાસાના કર્ત્તા ચંદકવિ પરમારની ઉત્પત્તિના હેવાલથી માહેદગાર હોવાના કારણથી તેણે ચૌહાણોને પણ અગ્નિવંશી માની પૃથિરાજ રાસામાં અગ્નિવંશી લખ્યા છે. ત્યાર બાદ વિદેશીના આક્રમણના સમયમાં ચૈહાણો પોતાની પ્રાચિન સ્મૃતિ ભુલી ગયા અને રાસાને આધારે પોતાને અગ્નિ વંશી માનવા લાગ્યા છે.

---

* જુઓ કાનિકલ્સ ઑફ ધી પઠાન કિંગ્જ ઓફ દેહલી નામના પુસ્તકમાં ચૌહાણ રાજા બીજા પૃથિરાજનો એક શિલ્લાલેખ વિ૦ સં૦ ૧૨૨૪ ઇ. સ. ૧૧૬૭ નો ટૉડ સાહેબને હાંસી હીસારના કીલ્લામાંથી મળેલો છે. તેમાં ઉકત પૃથિરાજનું ચંદ્રવંશમાં ઉત્પન્ન થવું લખ્યું છે.

બીજો લેખ આબુ ઉપર અચલેશ્વરના મંદીરમાં ચૌહાણ લુંઢદેવ (રાવલુંભા) ના સમયનો વિ૦ સં૦ ૧૩૭૭ ઇ. સ. ૧૩૨૦ નો મળેલો છે. તેમાં ઉંકત વંશના મૂળ પુરૂષ ચાહમાનનું વત્સરૂષીના ધ્યાનથી અને ચંદ્રના યોગથી ઉત્પન્ન થવું લખ્યું છે.

ત્રીજો લેખ મેવાડમાં બીજોલીયા જાગીરના પાસવાળા ચટાન ઉપર વિ૦ સં૦ ૧૨૨૬ નો છે તેમાં પણ ચૌહાણને ચંદ્રવંશી લખ્યા છે.

ચોથો લેખ મારવાડ જોધપુર રાજ્યાંતર્ગત જસવંત પુરા નામના જીલ્લામાં સુધાં નામના પહાડ ઉપર દેવીજીના મંદીરમાં ઝાલોરના ચૌહાણ રાજા ચાચંગદેવના સમયનો વિ૦ સં૦ ૧૩૧૯ નો છે તેમાં પણ ચૌહાણોનો વત્સરૂષીથી સંબંધ જણાવેલો છે. પરંતુ વસિષ્ટથી કયાંય પણ તે સમયે સંબંધ નથી જણાવવામાં આવેલો.

જવાસ રાજયમાં મહાકાળી આશાપુરાની મૂર્તિ નીચે રાયસિંહજીના વખતનો વિ૦ સં૦ ૧૫૮૦ નો લેખ છે તેમાં પણ ચૌહાણોને વત્સગોત્રી લખ્યા છે.

આ શીવાય કોઇ ઇતિહાસિક લેખક હજુ પણ શોધ કરે તો રજપૂતાનામાંથી ચૌહાણો ચંદ્રવંશી છે એવા લેખ મળી શકે એવો સંભવ રહે છે.

# प्रकरण बीजुं.

## અહિછત્ર તથા સાંભરના ચૌહાણ.

**चाहुआनजी**—ઉક્ત વંશનો મુળ પુરૂષ જેના નામ ઉપરથી એના વંશજો ચોહાણ કહેવાયા. આ રાજા એ ગૌ:વિપ્રની રક્ષા કરી પોતાની રાજ્યધાની અહિછત્રમાં સ્થાપી હતી. આ મહાન પરાક્રમી રાજાનું નામ હમીર મહાકાવ્યના કર્તાએ ચંદ્રરાજ લખેલું છે.

**वासुदेव**—(નં. ૧ નો પુત્ર.)

**सामंतदेव**—(નં. ૨ નો પુત્ર.) આ રાજાએ અહિછત્રથી પોતાની ગાદી ઉઠાવી પોતાના નામ ઉપરથી સાંભર શહેર વસાવી ત્યાં રાજ્યગાદી સ્થાપી.

**अजयदेव**—(નં. ૩ નો પુત્ર) આને અજયપાલ અથવા અજયરાજ સમજી પાછળના લેખકોએ અજમેર વસાવનાર માની લીધો છે, પરંતુ અજમેર વસાવનાર આ અજયપાલ નહોતો. આ અજય-પાલના વખતમાં એટલે ઈ. સ. ની પ્રથમ શતાબ્દિમાં યઝીદ અથવા તો મહમૂદ બીન કાસમે ભારત વર્ષ ઉપર ચડાઈ કરી હતી, તે સમયે ભારત વર્ષમાં ભારી અશાંતિ મચી રહી હતી. કેટલાએક રાજાઓને સિંહાસનપરથી ઉતારી મુકવામાં આવ્યા હતા અને કેટ-લાએકને જાનથી મારી નાંખવામાં આવ્યા હતા. તથા કેટલાએકને જબરન મુસલમાન કરવામાં આવ્યા હતા. આવી રીતે ચારે તરફથી મારો મારોના પૂકાર સંભળાતા હતા; અને ચારે તરફથી પ્રજા હાય હાય પૂકારી રહી હતી; કોઈના જીવને શાંતિ નહોતી; જે. મુસલમાન વીરે ભારત વર્ષમાં આવો જુલ્મ ગુજારી કોલાહલ મચાવી પાડયો હતો તેનું વર્ણન ઇતિહાસિક ગ્રંથોમાં અનેક સ્થળે, અનેક પ્રકારે અને અનેક કહાણીઓથી ઉપલબ્ધ થાય છે તેમાં આ દૂરશી ધર્મના ઝનુની યવનોને ક્યાંક દૈત્ય, ક્યાંક રાક્ષસ અને ક્યાંક જાદુગર લખેલા છે. કોઈક સ્થળે તેને સિંધ દેશથી આવેલા અને કોઈક સ્થળે તેને જહાજમાં બેશી સમુદ્ર રસ્તે આવેલા લખ્યા છે. ભારતની શાંતિનો નાશ કરનાર આ પ્રચંડ વેરી કોણ હતો તેના સંબંધમાં ભીન્ન ભીન્ન મતો આપવામાં આવેલા છે. આ અજય

પાલ આ શત્રુ સામે કચ્છમાં આવેલા અંજાર શહેર પાસે વીરતાથી લડી કામ આવ્યો હતો.+

**विग्रहराज**—(નં. ૪ નો પુત્ર) આનું ઉપનામ પ્રિન્સિંસ સાહેબે વીરસિંહ લખેલું છે.

**चंद्रराज**—(૧) (નં. ૫ નો પુત્ર) આનું ઉપનામ સદરહુ સાહેબે બીંદુસુર લખેલું છે.

**गोपेन्द्र**—(નં. ૬ નો નાનો ભાઇ) આને ગોવિંદરાવ તથા એરીબીહંડ પણ કહેતા હતા.

**दुर्लभ**--(૧) (નં. ૭ નો ઉતરાંધિકારી) આનું ઉપનામ દોલારાવ હતું.

---

+ભટ લોકોના કાવ્ય ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે રોશનઅલી નામના એક ફકીરે ગઢવિપ્લી (અજમેરનું પ્રાચિન નામ) માં આવી ત્યાંના રાજાના નવનીત પાત્રમાં એકદમ આંગળી બોડી દીધી. રાજાની આજ્ઞા થતાં અનુચરોએ તેની આંગળી કાપી નાંખી; આ કપાઇ ગયેલી આંગળી આકાશમાં ઉડી મક્કામાં પહોંચી ગઇ. જ્યારે તે આંગળીને ખલીફાની સમક્ષ લાવવામાં આવી ત્યારે તેણે શીઘ્ર તે આંગળીને ઓળખી અને હિંદુ રાજાના આ અત્યાચારનો બદલો લેવા માટે સૈન્યને આજ્ઞા કરી. તે વખતે કેટલાએક સ્વારોએ સોદાગર બની રાજાને ઘેરી લીધો. આ કથાનકના કલ્પનાવાળા ભાગને છોડી દેવામાં આવે તો આપણને જ્ઞાત થશે કે મુસલમાન ધર્મનો પ્રચારક રોશનઅલી જ્યારે હિંદમાં પ્રથમ આવ્યો ત્યારે અજયપાલે તેનું કાંઇ અપમાન કર્યું હશે. આથી ખલીફાએ તેના ઉપર પોતાનું લશ્કર મોકલ્યું. તેના સમાચાર આવતાના અજેપાલે સાંભળી તેને અટકાવવા માટે પોતાનું લશ્કર લેઇ સમુદ્ર નજીક અંજાર ગયો આ સ્થળે ઉભય દળો વચ્ચે ઘોર સગ્રામ થયો તેમાં રાજા અજયપાલ કામ આવ્યો. આ સંગ્રામ સ્થળે એક વેદી બનાવવામાં આવી. આ વેદી ઉપર મહારાજા અજયપાલની એક મુર્તિ સ્થાપિત થઇ. મહારાજાને એક અશ્વ ઉપર આરૂઢ થયેલા, ભાલો ફેંકતા જણાવવામાં આવેલા છે, આજ પણ આ અજયપાલની વેદી પાસે " **अजयपाल कामेला** " એ નામનો મેળો પ્રતિ વર્ષે ભરવામાં આવે છે; આ મેળામાં અસંખ્ય માણુસો આજ પણ ભેળા થાય છે અને તે વેદી પાસે અજયપાલ નામનો એક કુંડ છે તેમાં સર્વ લોકો સ્નાન કરે છે. લોક વાયકા એવી છે કે એ અજેપાલના કુંડમાં એકાદ માસ સ્નાન કરે તો ગડ ગુંબડ અને કોઢ જેવા ભયંકર રોગનો નાસ થાય છે.

આ રાજાએ ગૌડોની સાથે લડાઇમાં વિજય મેળવ્યો; ત્યારબાદ ઇ. સ. ૬૮૯ માં મુસલમાનોએ અજમેર (ગઢવિષ્લી) તથા સાંભર કબજે કર્યાં હતાં.

ગૂવક--(૧) (નં. ૮ નો ઉતરાધિકારી) આ રાજાએ મહારાજા નાગાવ લોકની સભામાં "વીરં" પદ પ્રાપ્ત કરી પોતાના વડીલની જન્મ ભૂમિ સાંભર મુસલમાનો પાસેથી છીનવી પાછી પોતાની રાજધાની આબાદ કરી ઈ. સ. ૬૮૫ માં બગદાદના ખલીફા વલીદના તરફથી ફરીદે* મોટા લશ્કરથી સાંભર ઉપર ચઢાઇ કરી તે વખતે ગૂવક કે જેનું રાજપૂતાણાનું ઉપનામ માણિક રાવ વિશેષ પ્રસિદ્ધ હતું. તે પ્રસિદ્ધ આર્યવીર માણિકકરાવ યવન દળથી ઘેરાઇ ગયો હતો. છતાં પણ પોતાના દેશની રક્ષા કરવા માટે અસંખ્ય મુસલમાનોના રક્ત વહેવરાવી રણભૂમિમાં માથા વીનાના ધડથી લડી કામ આવ્યો હતો.+

---

* ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં તેનું નામ દાનવ, યવન અથવા તો "ગૈર આરામ" અર્થાત્—અશાંત આપેલું છે. અણુહિલપુર પાટણના સ્થાપકના પૂર્વજોને પણ આ ભયંકર સમયમાંજ સૌરાષ્ટ્રમાં આવેલા દીવ બંદરમાંથી હાંકી કહાડવામાં આવ્યા હતા. આ એક આશ્ચર્યની વાત છે કે એકજ સમયે ભારત વર્ષના ભીન્ન ભીન્ન ભાગો કોઇ વિદેશીની આંખોમાં ખટકવા લાગ્યા હતા. આ મહા ઉપદ્રવ મચાવનાર યઝીદ બરબર તે વખતે ખલીફાનો સેનાપતિ તરીકે ખોરાસાન રાજ્યમાં રહેતો હતો. અને તેણે આ અન્યાય આક્રમણ કરી ભારત વર્ષના રાજાઓને આપતિની અંધારી કોટડીમાં કેદ કર્યા હતા.

\+ ઇતિહાસોમાં એવું વર્ણન ઉપલબ્ધ થાય છે કે, મુસલમાનોએ જ્યારે માણિક રાય ઉપર આક્રમણ કર્યું ત્યારે તેનો પુત્ર લોટ કે જેની ઘણી નાની ઉમર હતી; તે કિલ્લાની દિવાલ ઉપર રમતો હતો. આ બાળકને જોઇ કોઇ મુસલમાને તેને તીર મારી નીચે પાડી મારી નાખ્યો. આ વખતે રાજ કુમારના પગમાં એક જાતનો ચાંદીનો અલંકાર હતો. આ વખતથી ચૌહાણો તેવો ચાંદીનો અલંકાર હતો—આ વખતથી ચૌહાણો તેવો ચાંદીનો અલંકાર પગમાં પહેરતા નથી. આ બાળ કુમારનું અકાળ મૃત્યુ થયું ત્યારથી તેની " પુત્રક " નામક દેવતામાં ગણના થઇ છે. જેથી રાજપૂત સ્રીયો અદ્યાપિ લોટની પૂજા કરે છે.

**ચંદ્રરાજ**—(૨) (નં-૯ નો પુત્ર) મુસલમાનોએ ગુવકના મૃત્યુ પછી સાંભર કબજે કર્યું; ત્યારે ચંદ્રરાજ કે જેનું ઉપનામ ભાટ લોકોએ ખડકસિંહ લખેલું છે; તેની સરદારી નીચે ચૌહાણો પંજાબ દેશમાં સિંધુ સાગર નામક દુઆબ પ્રદેશમાં જઇ' ૭૦ કોશના ઘેરાવામાં પોતાનો કબજો કરી; પોતાના નામ ઉપરથી ખીલચીપુરપાટણ નામે શહેર વસાવી ત્યાં રાજધાની સ્થાપી–તે વખતે દારસ કુલના પૂર્વજો ગેહલકોડામાં રહેતા' હતા. આ ઉભય ખાનદાનને પોતાના રાજયોમાંથી એકજ સમયે મુસલમાનોએ હાંકી કહાડયા હતા.

ઇ. સ. ૭૭૫માં ચંદ્રરાજે સબુક્તગીનને હરાવી પોતાના પૂર્વજોની રાજધાની સાંભર તથા અજમેર સરકરી ફરી સાંભરમાં ગાદી સ્થાપી.

**ગૂવક**—(૨) (નં-૧૦ નો પુત્ર)

**ચંદ્રરાજ** (૩)—(નં. ૧૧નો પુત્ર) આનું ઉપનામ હરીહરરાય હતું આ રાજાએ તોમર (તુંવર) વંશી રાજા રૂદ્રેણને રણભૂમિમાં માર્યો હતો.

**વાક્પતિરાજ**—(નં. ૧૨ નો પુત્ર) આનું ઉપનામ વિગ્રહ રાજ અથવા બપરાજ હતું. આ રાજાએ પુષ્કરમાં એક મંદીર બનાવ્યું હતું. તંત્રપાલ (તુંવર) રાજાએ સાંભર ઉપર ચડાઇ કરી; પરંતુ તંત્રપાલને હાર ખાઇ પછું ફરવું પડયું હતું.

ઇ. સ. ૯૬૫માં ગુજરાતના સોલંકી રાજા મૂળરાજ ઉપર સેવાલિકથી * ચૌહાણ વાકપતિ રાજે ચડાઇ કરી. મૂળરાજ ચૌહાણોના આગમનની વાત સાંભળી કંથકોટના કિલ્લામાં × ભરાઇ બેઠો અને એમ ધારતો હતો કે નવરાત્રીમાં ચૌહાણ રાજા પોતાની કુળ દેવી સાકંભરીના પુજન માટે જરૂર સ્વભૂમિ જશે; ત્યારે તીલંગાનાના લશ્કરને હરાવી પટારત કરીશ. પરંતુ તે મૂળરાજની આશા વ્યર્થ ગઇ કેમકે ચૌહાણોએ ત્યાંજ સાકંભરીની સ્થાપના કરી પૂજન કર્યું જેથી આખીર મૂળરાજ ચૌહાણોને આધીન થયો હતો અને ત્યાર બાદ તીલંગાનાના સેનાપતિને માર્યો હતો. હમીર મહા કાવ્યનો કર્તા એમ લખે છે કે વિગ્રહ રાજે મૂળ-

---

* સાંભરનું ઉપનામ સેવાલિક છે અને સંસ્કૃતમાં તેને સંપાદ લક્ષ પણ કહે છે અને જેથીજ ચૌહાણો સંપાદ લક્ષ કહેવાય છે.

× કંથકોટનો કીલ્લો આજ પણ કચ્છ દેશના વાગડ પ્રદેશમાં છે. જે વખતે વાકપતિ રાજે મૂળરાજ ઉપર ચડાઇ કરી તેજ વખતે તીલંગાનાના સેનાપતિ બારપે પણ મૂળરાજ ઉપર ચડાઇ કરી હતી.

રાજને રણભૂમિમાં માર્યો હતો; પરંતુ એ વાત અસંભવિત લાગે છે હા એટલું તો પ્રબંધ ચિંતામણિ નામના ગ્રંથ ઉપરથી સીદ્ધ થાયછે કે મૂળરાજ ચૌહાણ રાજાને તાબે થયો હતો.

આવાકપતિરાજ ÷ અથવા વિગ્રહ રાજને ત્રણ પુત્ર હતા. તેમાં પાટવી સિંહરાજ સાંભરની ગાદીએ બેઠો, બીજો લક્ષમણરાવ અથવા લાખણસિંહે નાંડોલમાં અલગ રાજ્ય સ્થાપ્યું; અને ત્રીજા વત્સ રાજે જયપુર ( વર્તમાન જયપુરથી ભીન )ના પરગણાંમાં જાગીર મેળવી હતી.

વાકપતિ રાજના દેહાંત પછી તેનો બીજા નંબરનો પુત્ર કે જેણે નાંડોલમાં અલગ રાજ્ય સ્થાપ્યું હતું તે રાવ લાખણસિંહ = સંવત ૧૦૩૯ ઇ. સ. ૯૯૩ માં પાટણ ( ગુજરાત )ના આધેના દરવાજા સુધી જગાત ઉઘરાવતો હતો આ ઉપરથી પણ સીદ્ધ થાય છે કે ચૌહાણોને આધીન ગુજરાતનો રાજા હતો.

**સિંહરાજ**—( નં-૧૩ નો પુત્ર) તુંવરો એ લવણ નામક રાજાની સહાયતાથી સિંહરાજ કે જેનું ઉપનામ ભાટ લોકો ધર્માધિરાજ આપે છે તેના ઉપર ચડાઇ કરી, પરંતુ તુંવરોને પરાજય પામી પાછું હઠવું પડયું હતું. આ સિંહરાજ મહાદાની, જ્ઞાની, રણવિજય અને મોટી સમૃદ્ધિ વાળો રાજા હતો.

---

÷ આ વાકપતિ રાજના જે લેખો ટૉડ સાહેબને મળ્યા હતા એનું શુદ્ધ ભાષાંતર ટૉડ સાહેબથી નહિં થવાના કારણથી ચૌહાણોના પ્રાચિન ઇતિહાસમાં ભારી ગડબડ કરી દીધી છે. એટલુંજ નહિં પણ ઉક્ત લેખનું પરમા વશ્યકીય વૃતાંત નામનું પ્રાકૃતરૂપ "બપરાજ" જોઇને એ બપરાજને મેવાડના "બાપારાવલ" સમજી લીધા; અને પાછળના ચૌહાણ રાજાઓનાં નામ બાપારાવલના વંશજો નહિં હોવા છતાં પણ અનુમાન કર્યું કે ચૌહાણ રાજા મેવાડને આધીન હતા. ઉક્ત લેખ ઉપરથી બીજી પણ કેટલી એક નીરાધાર કલ્પનાઓ કરી છે તેનું મૂળ કારણ એ લેખનો યથાર્થ અનુવાદ તેમનાથી નહિં થઇ શક્યો હોય એમ માનવામાં સંદેહ નથી.

= આ લાખણસિંહ મહા પ્રખ્યાત રણસૂર રાજા હતો જેનું રાજપૂતાણામાં માણિકરાવ ઉપનામ વિષેશ પ્રસિદ્ધ છે આ લાખણસિંહના વખતના બે શિલ્લા લેખ ટૉડ સાહેબને. વિ. સં. ૧૦૨૪ તથા ૧૦૩૬ ના મળેલા છે આ રાંજાએ મેવાડના રાજા પાંસેથી પણ ખંડણી લીધી હતી. જુઓ રાજસ્થાન ભાગ બીજો પૃષ્ટ ૪૧૦.

ઈ. સ. ૧૦૧૫માં મહમૂદ ગઝનવીને હરાવી હાંકી મુકયો તથા હે નિમ નામના મુસલમાન સેનાપતિને માર્યો. આના અંત સમયમાં કોઇ રાજ્ય ઉપર મહમૂદની બીજી સ્વારી વખતે આપતિ આવી હોય એવું કેટલા એક ઇતિહાસો ઉપરથી જણાય છે. સિંહરાજને વિગ્રહરાજ, દુર્લભ રાજ તથા ગોવિંદરાજ નામના ત્રણ પુત્ર હતા.

**વિગ્રહરાજ** (૨) (નં. ૧૪નો પુત્ર) ઈ. સ. ૧૦૨૪માં મહમૂદ ગઝનવી મોટું લશકર લેઇ ભારત વર્ષ ઉપર સ્વારી કરવા ધારે છે, એવા સમાચાર વિગ્રરાજને થતાં મહમૂદના છોકરા તથા તેના ઉમરાવો હરેક જગોએ લુંટ ફાટ કરી આર્યોને અસહ્ય સંકષ્ટ આપતા હતા, તે ધર્મના ઝનુની સમુહોનો નાશ કરવા માટે તમામ હિંદુ રાજાઓને પોતાના ઉપરી પણાં નીચે એકઠા કર્યા હતા. પરંતુ આ વખતે આપસના કલેશની કપટ જાળમાં બંધન થયેલો ગુજરાતનો રાજા ભીમદેવ દેશની રક્ષા કરવાને આવ્યો નહિં.

ભીમદેવ દેશહિત કાર્યમાં નહિં આવવાથી મહારાજા વિગ્રહરાજે કોપાયમાન થઈ મોટું લશકર લેઇ ગુજરાત ઉપર ચડાઇ કરી; તેમાં ભીમદેવ હારખાઇ નાશી કંથકોટના કિલ્લામાં છુપાઇ ગયો.

ભીમદેવને જે જગાએ વિગ્રરાજે હરાવી નસાડયો હતો તે જગોએ પોતાના નામ ઉપરથી વીશલ નગર (વીસનગર) નામે શહેર વસાવ્યું; તથા ભીમદેવના પ્રધાન પાસેથી અખુટ દ્રવ્ય લેઇ પોતાની જન્મ ભૂમિ તરફ ગયો.

ચોહાણુ તથા સોલંકી હિંદુ રાજાઓની આપસની લડાઇનો પ્રસંગ જોઇ મહમૂદ ગઝનવી મોટા લશકરથી સોરઠી સોમનાથ ગયો અને ત્યાંનું જ્યોતિ લીંગ તોડી નવ કરોડનું દ્રવ્ય લેઇ સ્વભૂમિ તરફ જતો હતો.

ઉપરની હકીકતની જાણુ વિગ્રહરાજને થતાં રાજપૂત સેનાના આર્યવીર અગ્રેસરે મહમૂદનો ગીઝની જવાનો રસ્તો રોકયો હતો, એ વાતની જાણુ મહમૂદને થતાં તે રસ્તે નહિં ચાલતાં સિંધના રેતાળ રસ્તે થઇ ઘણી મુશીબત વેઠી ગીઝની ગયો.

**દુર્લભરાજ** (૨) (નં. ૧૫નો નાનો ભાઇ)

**વાકપતિરાજ** (૨) (નં. ૧૭ નો પુત્ર) આનું ઉપનામં વલભરાજ હમીર મહા કાવ્યમાં લખેલું છે.

**વિર્યરામ**--( નં. ૧૮ નો પુત્ર ) આ રાજા માળવાના પરમાર રાજા ભોજની સાથે લડતાં કામ આવ્યો. આનું ઉપનામ હમીર મહાકાવ્યમાં રામ રાજ લખેલું છે.

**ચામુંડદેવ**--( નં. ૧૯ નો નાનો ભાઇ ) આ રાજાએ નરવરમાં વિષ્ણુ ભગવાનનું ભવ્ય મંદીર બંધાવ્યું હતું. "પૃથિરાજ વિજય" નામના ગ્રંથમાં ચામુંડ દેવનું રાજાની ગણનામાં નામ આપેલું નથી. પરંતુ બીજોલીઆના શિલ્લા લેખ તથા હમીર મહા કાવ્યમાં આનું નામ રાજાઓની નામા વલ્લીમાં છે; આ પરાક્રમી રાજા એ હેજમુદિન નામના બગદાદના મુસલમાન સેનાપતિને રણભૂમિમાં પોતાની તલ-વારથી માર્યો હતો એવું હમીર મહા કાવ્યમાં લખેલું છે.

**દુલભરાજ** (૩) ( નં. ૨૦નો ઉતરા ધિકારી ) આ રાજાને દૂમલ્લ પણ કહેતા હતા. વિ. સં. ૧૧૧૫-૧૬ ઇ. સ. ૧૦૫૯-૬૦ માં મોટું સૈન્ય એકઠું કરી માળવા ઉપર ચડાઇ કરી ત્યાંના રાજા ઉદયાદિત્યને હરાવી ત્યાંથી સીધો ગુજરાત ગયો અને ત્યાંના સોલંકી રાજા કર-ણને હરાવી વિજય મેળવી સ્વભૂમિ ગયો. એવું "પૃથિરાજ વિજય" માં લખેલું છે. હમીર મહા કાવ્યમાં એવો ઉલ્લેખ છે કે તેણે ગીઝનીના શાહબુદિન નામના સેનાપતિને રણભૂમિમાં હરાવી વિજય મેળવ્યો હતો.

આ રાજા મેવાડ ચીતોડના રાવલ વીરસિંહની સાથે કાવારીત નામની રણભૂમિમાં લડતાં મોટી બહાદૂરી મેળવી કામ આવ્યો હતો.

**વિગ્રહ રાજ** (૩)-(નં. ૨૧નો પુત્ર ) આ રાજા વીશલદેવ નામથી વિશેષ પ્રસિદ્ધ હતો. "વીશલદેવ રાસા" નામક પુસ્તકમાં લખેલું છે કે વીશલ દેવની રાણી રાજમતી (રાજદેવી) ધારા નગરીના પરમાર રાજા ભોજની પુત્રિ હતી. પરંતુ ભોજ વીશલદેવનો સમકાલિન નહતો; અતએવ ઉપયુક્ત વિર્યરામ ( નં. ૧૯ ) નો સમકાલિન હતો; આ ઉપરથી સીદ્ધ થાય છે કે રાજમતી ભોજની પુત્રિ નહિં પરંતુ ભોજના પુત્ર જયસિંહ અથવા ઉદયાદિત્યની પુત્રિ હોવી જોઇએ.

આ વીશલદેવના વખતમાં મુસલમાનો હર વખત ભારત ભૂમિ ઉપર હુંમલા કરતા હતા, અને હિંદુઓનાં દેવમંદીરો તોડી દેશની દુર્દશા કરતા હતા, આ વખતે મેવાડના પાયતખ્ત ઉપર રાવલ વીરસિંહના ઉત-રાધિકારી રાવલ તેજસિંહજી હતા તેમના ઉપર મુસલમાનોએ આક્રમણ

કર્યું; એ વાતની જાણુ સાંભરના ચૌહાણુ રાજા વીસલદેવને થતાં, ભારત વર્ષના વેરી મુસલમાનોને દંડ દેવા—પોતાના પિતૃવધને શોક ભૂલી જઇ સ્વદેશ પ્રેમના સ્વર્ગીય મંત્રથી વિદ્વેષ ભાવથી નિવૃત્ત થઇ પોતાના પીતૃના ધાતકના ઉતરાધિકારી રાવલ તેજસિંહની સહાયતા કરવા મોટું લશ્કર જમાવી ત્યાં ગયો, અને દેશભક્તિ અર્થે રાવલ તેજસિંહથી ગાઢ મૈત્રી કરી, હિંદુ દ્વેષી યવનોની તીવ્ર ગતી રોકવા સમરભૂમિમાં કેશરીયાં કરી ચૌહાણુ સૈન્યથી કુદી પડયો.

આ રણુભૂમિમાં ચૌહાણોના સહસ્ત્ર પ્રહારથી મુસલમાન લશકર છીન ભીન થઇ ગયું; અને મહા રાજા વીશલદેવની તીક્ષ્ણુ તલવારથી યવન સૈનાને મુખીઓ શાહબુદ્દિન માર્યો ગયો.×

ઉદાર રણુસૂર રજપૂતોના અલોકિક ગુણુનું આ વીશલદેવે એક ઉમદા ચીત્ર ચૌહાણુકુળમાં દર્શાવ્યું છે.

**પૃથ્વિરાજ**—(નં ૨૨ નો પુત્ર) આ પૃથ્વિરાજની રાણીનું નામ રાસલદેવી હતું, તેણે જૈન સાધુ અભયદેવ (મલ્લધારી) ના ઉપદેશથી રણુથંભોરના એક જૈન મંદીર ઉપર સુવર્ણુનો કલશ ચડાવ્યો હતો.

**અજયરાજ**—(૨) (નં. ૨૩ નો પુત્ર) આ રાજાને અજયદેવ અથવા અજયપલ પણુ કહેતા હતા. ઈ. સ. ૧૧૭૪ થી ૭૧ વિ. સં. ૧૨૩૦ થી ૩૩ સુધીમાં એણે અજમેરનો પ્રસિદ્ધ કિલ્લો બંધાવ્યો, તથા કાયમ માટે અજમેરમાં રાજ્યગાદી સ્થાપી.

આ રાજાએ અસંખ્ય સૈના એકઠી કરી ચૌહાણોની તાબેદારી નહિં ઉઠાવનાર ચચિંગ, સિંધુલ અને ત્રીજા માળવાના પરમાર રાજા યશોવર્માને રણુભૂમિમાં માર્યા. તથા માળવાના સેનાપતિ સોલ્લણુને યુદ્ધમાં કેદ કરી, ઉંટ ઉપર લાદી અજમેર લાવ્યો હતો.

આ રાજાના સમયના ચાંદી તથા ત્રાંબાના શિક્કાઓ મળેલા છે તથા તેની રાણી સોમલદેવી (સોમલેખા) ના પણુ ચાંદી સોનાના શિક્કા મળે છે. અતએવ એવો સંભવ છે કે પોતાના પતિના દેહાંત પછી પોતાના બાળક કુંવરના સમયમાં પોતે રાજ્ય કરી શિક્કા ચલાવ્યા હોય એવુ અનુમાન થઇ શકે છે. આ રાજાનું ઉપનામ હમીર મહા કાવ્યમાં અલ્હણુ આપેલું છે.

---

× આ લડાઇની વિશેષ હકીકત જોવા માટે જુઓ હમીર મહાકાવ્યની અંદર વીગતવાર વર્ણુન આપેલું છે.

**अर्णोराज**—( નં. ૨૪ નો પુત્ર ) આ રાજાને અનલ્લદેવ તથા આનાક પણ કહેતા હતા; તેમાં રાજપૂતાનામાં આનાજી નામવિશેષ પ્રસિદ્ધ હતું. આ રાજાને જગદેવ, વિગ્રહરાજ (વીશલદેવ) તથા સોમેશ્વર નામે ત્રણ પુત્ર હતા. તેમાં જગદેવ તથા વીશલદેવ માલવણ સુધવાના ભાણેજ હતા; તથા સોમેશ્વર ગુજરાતના પ્રસિદ્ધ રાજા સીદ્ધરાજ જયસિંહની પુત્રી કાંચનદેવીથી ઉત્પન્ન થયો હતો.

અર્ણોરાજે ત્રીજી વખત લગન ગુજરાતના રાજા પહેલા ભીમના પ્રપૌત્ર ત્રીભુવનપાલની પુત્રી દેવલદેવી* કે જે કુમારપાલની બહેન હતી તેનાથી કરેલાં હતાં. તેણે આના સાગાર નામે અજમેરમાં તળાવ ખોદાવ્યું હતું.

અર્ણોરાજે ગુજરાતના રાજા કુમારપાલ ઉપર મોટું લશ્કર લેઇ ચઢાઇ કરી; તે વખતે ગુજરાતના રાજા સીદ્ધરાજના ઉદયન મંત્રીનો પુત્ર આહડ કે જેને સીદ્ધરાજે પ્રતિપન્ન પુત્ર કરી રાખ્યો હતો, અને સીદ્ધરાજનો માનીતો હતો. તે કુમારપાલ ગાદીએ બેઠા પછી તેની આજ્ઞા નહિં સ્વીકારતાં અજમેરના ચૌહાણ અર્ણોરાજની ચાકરીમાં આવી રહ્યો, અને કહ્યું કે આપ ગુજરાત ઉપર ચડાઇ કરો તો ત્યાંના કેટલાએક સામંતો આપને સ્વાધીન થશે. આવી લાલચ બતાવી, જેથી અર્ણોરાજે ગુજરાત ઉપર ચડાઇ કરી. તે વખતે કુમારપાલે ચૌહાણ રાજા સામે રણભૂમિમાં આવી લડાઇ શરૂ કરી, પરંતુ ગુજરાતના કેટલાએક સામંતો ચૌહાણ રાજાને મળી ગયા હતા; તેથી કુમારપાલની સેના વીખરાઈ ગઇ. છતાં ક્રોધના આવેશમાં આવેલા કુમારપાલે પોતાનો હાથી આના રાજાના હાથી નજીક લાવી જોસભર તલવાર ચલાવતો હતો; એટલામાં આહડ (અરભટ્ટ) પોતાના હાથી ઉપરથી કુદી કુમારપાલના હાથી ઉપર જઇ તલવાર મારવા જતો હતો એવામાં કુમારપાલના માવતે નીચે ગબડાવી પાડયો કે તુરત કુમારપાલના અંગ રક્ષકોએ તેને ભાલાવતી વીંધી મારી નાખ્યો.

---

*કુમારપાલ ચરિત્ર નામના ગ્રંથમાં લખ્યું છે કે કુમારપાલની બહેન દેવળદેવી પોતાના પતિ અર્ણોરાજ સાથે ચોપાટ ખેલતી હતી તે વખતે અર્ણોરાજે હાષ્યમાં દેવળદેવીને કહ્યું કે "આ તારા ઉઘાડા માથાના મુંડાને માર" (કુમારપાલ જૈન ધર્મી હતો જેથી અર્ણોરાજે આ મહેણું માર્યું હતું.) આથી દેવળદેવીને બહુ ખોટું લાગ્યું અને તેણે અર્ણોરાજને સામાં મહેણાં માર્યાં. ત્યારે અર્ણોરાજે રાણીને લાત મારી કઢાડી મુકી. જેથી તે કુમારપાલ પાસે આવી અને તમામ હકીકત પોતાના ભાઇને કહી અજમેર ઉપર ચડાઇ કરવા ઉશ્કેર્યો હતો.

અર્ણોરાજને પણ કેટલાએક જખમ લાગવાથી લોહીથી રગદાયેલો જમીન ઉપર પડી ગયો પરંતુ સારાભાગ્યે ગોવીંદરાવ નામના ચોહાણ સેનાપતિએ તેને ત્વરાથી ઉંચકી છાવણીમાં લઇ ગયો અને ત્યારબાદ હાર ખાઇ અજમેર તરફ જવું થયું.

વિ. સં. ૧૨૦૭માં કુમરપાલે લે પોતાની બહેનનું* વેર વા માટે મોટા લશ્કરથી અજમેર ઉપર ચડાઇ કરી અર્ણોરાજને હસગ્યો, બાદ આપસમાં સુલેહ થયા પછી કુમારપાલ ચીતોડના રાણા પાસેથી

* 'દૂયાશ્રય'ના કર્તાએ આ વાતનો ઘણો વિસ્તાર લખેલો છે; પરંતુ તેમાંનો ઘણોભાગ કપોલ કલ્પીત હોય તેવું જણાય છે. 'દૂયાશ્રય'નો કર્તા લખે છે કે અર્ણોરાજની ગુજરાત ઉપરની ચડાઇ પછી તુરત કુમારપાલે અજમેર ઉપર ચડાઇ કરી આબુપાસે ચંદ્રાવતી નગરીમાં આવ્યો અને ત્યાંના રાજા વિક્રમસિંહને પોતાની સાથે લેઈ સંપાદલક્ષના રાજા ઉપર ચડાઇ કરી. અજમેરના નજીકના જંગલમાં છાવણી નાંખી એક દુત સાથે નીચેની કવિતા અર્ણોરાજ ઉપર મોકલી.

रेरे भेक गलद्विवेक कटुकं किरार टीष्यु त्कटे ।
गत्वा क्रापि गंभीर कूप कुहरे त्वंतिष्ट निर्जीवत् ॥
सर्पोऽयं स्वमुख प्रसृत्वर विष ज्वाला करालौ महान् ।
जिन्हा लस्तव काल वत्क वलना कांक्षी यदा जग्मिवान् ॥

અર્થ—હે વિવેકરહિત ડેડકા! તું કડવું શું બકે છે! કોઇ મોટા કુવાની બખોલમાં જઇ રહે, નહિંતો મુખથી ફેલાતા વિષની જવાલાએ કરીને ભયંકર મોટી ઝભવાળો કાળ સરીખો તારો ભક્ષ કરી જવાની આકાંક્ષા કરનાર આ સર્પરાજ આવી પહોંચ્યો છે.

ઉપરની કવિતાનો મર્મ સમજી તુરત આના રાજાએ નીચેની કવિતા કુમારપાલને લખી મોકલી.

रेरे सर्प विमुच दर्पम समं किस्फार फूत्कारतो ।
विश्वं भीषयसे कनचित्कुरु बीले स्थानं चिरंनन्दितुम् ॥
नोचेत्प्रौढ गरु त्स्फुरत्तर मरुद व्याधूत पृथ्वी धर ।
स्ताक्ष्यों भक्षयि तुं समेति झटीति त्वामेष विद्वेषवान् ॥

અર્થ—હે સર્પ! તું આવો સાધારણ ગર્વ છોડીદે. અત્યંત ફુંફાડા મારીને જગતને કેમ ડરાવે છે? ચિરકાલ આનંદ પામવો હોય તો કોઇ

ખંડણી લેઇ ગુજરાત તરફ ગયો. અર્ણોરાજને÷ તેના પાટવી કુંવર જગદેવે દગાથી મારી નાંખ્યો.

**જગદેવ**—(નં. ૨૫ નો પુત્ર) આ પીત્રઘાતી પોતાના પીતાને મારી અજમેરની ગાદી ઉપર બેઠો, પરંતુ અલ્પ સમયમાં તેના નાનાભાઇ વીશલદેવે તેના પાસેથી રાજ્યગાદી છીનવી લીધી.

**વિગ્રહરાજ**—(૪) (નં. ૨૬ નો નાનો ભાઇ) એનું ઉપનામ વીશલદેવ હતું; આ રાજા મહા પ્રતાપી, યુદ્ધવીર તથા વિદ્વાન હતો. એણે ચતુરંગી સેના સજજ કરી હિમાલયથી વિંધ્યાલય સુધીના દેશ સર કરી તુંવરો પાસેથી દિલ્લીને વિજય કર્યું અને ત્યાંના તુંવરવંશી રાજાને પોતાનો ખંડીઓ રાજા વિ. સં. ૧૨૨૦ માં બનાવ્યો.

આર્યાવૃતમાંથી મુસલમાનોને હાંકી કહાડવા માટે તમામ રાજપૂત રાજાઓને એકઠા કરી, અસંખ્ય મુસલમાનોનો ઘાણ વાળી ભારતવર્ષના બહાર હાંકી કહાડયા. અને દિલ્લી ઉપર ચૌહાણોની વિજય પતાકા ફરકાવી અધીકાર જમાવ્યો. ત્યારબાદ તેનાથી વિરૂદ્ધ

---

ઝાડીવાળી ખાણમાં જઇ વાસ કર, નહિં તો મોટી ફડફડતી પાંખના પવનથી પર્વતને ડોલાવનાર આ તારો શત્રુ ગરૂડ તારૂં ભક્ષણ કરી જવા શીઘ્ર આવે છે.

અર્ણોરાજે લશકર લેઇ કુમારપાલનો મુકાબલો કર્યો. જેમાં અર્ણોરાજને કુમારપાલે કેદ કર્યો.

કુમારપાલે ગુજરાતથી નીકળતી વખતે પ્રતિજ્ઞા લીધી હતી કે મારી બેનને જેણે જીવ્હાથી મહેણું માર્યું છે તે જીવ્હા હું તોડીશ ? પરંતુ ન્યાયશીલ કુમારપાલે તેમ નહિં કરતાં એવો ઠરાવ કર્યો કે ત્યાંની વસ્તી જીવ્હાના જેવા આકારની ટોપી પહેરે એવી ચૌહણોને માથે ફરજ પાડી ત્યારે અર્ણોરાજને પોતાના કબજામાંથી મુક્ત કર્યો ત્યાર બાર અર્ણોરાજે પોતાની બહેન જલ્હણ દેવીનાં લગન કુમારપાલ સાથે કર્યાં.

ચંદ્રાવતીનો વિક્રમસિંહ સંગ્રામ વખતે અર્ણોરાજને મળી ગયો હતો; તેને રાજસભામાં બોલાવી ઠપકો આપી અપમાન કર્યું; અને તેના રાજ્ય ઉપર તેના ભત્રીજા યશોધવળને સ્થાપ્યો હતો.

÷ સંપાદ લક્ષ એટલે સવા લક્ષ ગામનો રાજા જેને આન્ન, આનક, અંન્ન, અર્ણોરાજ અથવા સાકંભરીશ્વર પણ કહેતા હતા. વળી કુમારપાલ ચરિત્ર નામના ગ્રંથમાં તેને પૂરણપાલ અથવા પૂરણરાય નામ આપેલું છે.

ચાલનારના રાજ્યો નાડોલ તથા પાલી બરબાદ કર્યાં, તથા ઝાલોરમાં અગ્નિ લગાડી સળગાવી નાંખ્યું હતું.

આ રાજાએ ધારાનગરીના વિદ્યાવિલાસી ભોજની બનાવેલી "સરસ્વતિ કંઠાભરણુ" નામની પાઠશાલાના જેવીજ એક ભવ્ય વિશાળ પાઠશાળા અજમેરમાં બનાવી તથા પોતાનું રચેલું "હરકેલી નાટક" અને પોતાના રાજકવિ સોમેશ્વર પંડિતનું રચેલું "લલિત વિગ્રહ રાજ નાટક" આદી પુસ્તકોને શિલ્લાઓની ઉપર કોતરાવી તે પાઠશાળામાં રખાવ્યાં હતાં.

ઉક્ત પાઠશાળાને શાંહબુદ્દિનગોરીએ વિ. સં. ૧૨૫૦ માં તોડી અને વિ. સં. ૧૨૫૬ માં એ ધર્મના ઝનુની યવનોએ ત્યાં મસજીદ બનાવી, ત્યારબાદ શમ્સુદિન અલ્તિમશના વખતમાં ઉકત સામેના મોટા મહેરાબ તૈયાર કરવામાં આવ્યા. જેમાં કુરઆનની આયતો ખોદાવવામાં આવી. હાલમાં એ પાઠશાલા "અઢાઇ દીનકા ઝુંપડા" નામથી પ્રસિદ્ધ છે.

"લલિત્ત વિગ્રહરાજ" નામનું નાટક જોવાથી સિદ્ધ થાય છે કે, આ રાજાએ મુસલમાનોની સાથે મોટી બહાદૂરીથી લડાઇ કરી વિજય મેળવ્યો હતો, અને આ પરાક્રમી ચૌહાણુ મહારાજા પાસે તે વખતે તેની સૈન્યામાં ૧૦૦૦ હાથી, ૧૦૦૦૦૦ પાયદળ અને ૩૦૦ રાજાઓ તેને આધીન રહી નોકરી ઉઠાવતા હતા.

વીશલદેવના વખતમાં ઘણા હિંદુ રાજાઓ તેના પ્રમુખપણા નીચે એકત્ર થઇ મુસલમાનો સામે લડવાની જે ખ્યાત ચાલી આવે છે તે આ ખુદ રાજા હતો.

ચૌહાણુ વંશમાં આ મહા પરાક્રમી નામાંચો રાજા થયો હતો. વિ. સં. ૧૨૧૦ માઘ સુદી ૫ ને દીવસે મહારાજા વીશલદેવે "હરતોલી" નાટક રચી સંપૂર્ણ કર્યું હતું.

દિલ્હીની પ્રસિદ્ધ ફીરોજની લાટ ઉપર જે લેખ અશોકની ધર્માજ્ઞાઓનો લખેલો છે તેના નીચે વિ. સં. ૧૨૨૦ વૈશાખ સુદી ૧૫ નો જે લેખ કોતરાવેલો છે; તે આ વીશલદેવના સમયનો સૌથી છેલ્લો લેખ છે. તે ઉપરથી સીદ્ધ થાય છે કે આ યશસ્વી રાજાનો એ સંવતની આસપાસ દેહાંત થવો જોઇએ.

**अमरगांगेव**—(નં. ૨૭ નો પુત્ર) આનું ઉપનામ ગંગદેવ હમીર મહાકાવ્યની અંદર લખેલું છે. અબુલફજલે આનું નામ અમર ગંગુ કરી

લખેલું છે. આ રાજા બાલ્યાવસ્થામાં ગાદીએ બેઠો જેથી ઉપયુકત (નં. ૨૬) વાળા જગદેવના પુત્ર પૃથિરાજે તુરત તેના પાસેથી ગાદી છીનવી લીધી હતી.

**પૃથિરાજ**—(૨) (નં. ૨૬ નો પુત્ર) આ રાજાને પૃથવીદેવ તથા પૃથવીભટ પણ કહેતાં હતા. આ રાજા વિ. સં. ૧૨૨૦ માં ગાદીએ બેઠો અને તેનો દેહાંત વિ. સં. ૧૨૨૬ માં થવો સંભવ છે.*

**સોમેશ્વર**—( નં. ૨૭ નો પુત્ર ) મહારાજા અર્ણોરાજનો પુત્ર તથા આ રાજા પ્રખ્યાત વીશલદેવનો ભાઇ હતો. આ રાજાએ પોતાના નાના ગુજરાતના સોલંકી મહારાજા સીદ્ધરાજ જયસિંહની પાસે બાલ્યાવસ્થામાં ઉત્તમ પ્રકારની કેળવણી લીધી હતી. તેનાં લગ્ન ત્રિપુરી ( તેંવર=ચેંદી દેશની રાજધાની )ના કલચુરી (હૈહય) વંશી રાજાની પુત્રિ કર્પૂરદેવીથી થયાં હતાં; જેનાથી એ પુત્ર પૃથિરાજ+ તથા હરિરાજનો જન્મ થયો હતો એવું "પૃથિરાજ વિજય"માં લખેલું છે તથા "હમીર મહાકાવ્ય" માં પણ સોમેશ્વરની રાણીનું નામ કર્પૂરદેવી લખેલું છે.

---

*આ પૃથિરાજ અથવા પૃથ્વીભટના વખતનો ટૉડ સાહેબને એક શિલ્લા લેખ હાંસી હીસારના કિલ્લામાંથી મળેલો છે તેમાં વિ. સં. ૧૨૨૪ માઘ સુદી ૭ લખેલી છે.

+ પૃથિરાજના જન્મ વિષે ચંદકવિના રાસામાં નીચે મુજબ વૃતાંત આપેલું છે કે, સોમેશ્વરના વખતમાં દિલ્લીના પાયતખ્ત ઉપર અનંગપાલ નામે તુંવર રાજા રાજ્ય કરતો હતો, તેના ઉપર કનોજના રાઠોડ (ર૬) રાજા વિજયપાલે ચડાઇ કરી તે વખતે અજમેરથી સોમેશ્વર ચૌહાણ અનંગપાલની મદદમાં આવ્યો હતો. આ લડાઇમાં સોમેશ્વરે રાઠોડ વિજય પાલને હરાવી પાછો કહાડયો. એ વિજયપાલ અનંગપાલની ફોઇની સાથે પરણ્યો હતો.

ઉપરના વિજય વખતે અનંગપાલે પોતાની નાની પુત્રિ કમળાદેવી સોમેશ્વર સાથે પરણાવી તેનાથી ભારત ભાસ્કર મહારાજા પૃથિરાજનો જન્મ થયો હતો, તથા એક પૃથા નામની કુંવરી થઇ હતી; તેનાં લગ્ન ચીતોડના રાવલ સમરસિંહ સાથે કર્યાં હતાં.

અનંગપાલને સંતતિ નહીં હોવાના કારણથી પોતાના દોહિત્ર પૃથિરાજને દિલ્લીનો વારસ ઠરાવ્યો જેથી સાંભર તથા દિલ્લીનાં રાજ્ય એકબીજા સાથે જોડાઇ ગયાં હતાં. આ વખતે હિંદુસ્થાનના રાજાઓને માથે

" પૃથિરાજ રાસા " માં દિલ્લીના તુંવર રાજા અનંગપાલની પુત્રિ કમળાદેવી સાથે સોમેશ્વરના લગ્ન થયાનું લખ્યું છે અને તે કમલાદેવીથી પૃથ્વિરાજને જન્મ થવાનું લખ્યું છે તથા પૃથિરાજનું દિલ્લી ગોદ જવાનું લખ્યું છે; એ સર્વ કથા કપોલ કલ્પીત છે કેમકે દિલ્લી તો વીશલદેવ ( વિગ્રહરાજ ) ચોથાના સમયે વિ. સં. ૧૨૨૦ માં ચૌહાણોને સ્વાધિન થઇ હતી, તોપછી પૃથિરાજનું દત્તક જઇ ત્યાં

---

કાળ ચક્ર ફરતું હતું જેથી તેઓ અરસપરસ નજીવી બાબતોમાં લડી નબળા પડતા હતા. પોતાના દેશના અને ધર્મના કટા શત્રુ યવન લોકો તેઓને માથે ઝુમી રહ્યા હતા, તેઓને અટકાવ કરવાને બદલે ઉલટા શત્રુઓના પક્ષમાં રહી મદદ કરતા હતા, પરંતુ એટલું ન વિચાર્યું કે છેવટ અમારી પણ એજ દશા થવાની છે એવું કોઇને સુજયું નહિં.

અજમેર અને દિલ્લીના ચૌહાણ રાજા તથા ગુજરાતના સોલંકી રાજા ભીમદેવ વચ્ચે જુજ કારણથી તે વખતે ભારી વેર બંધાણું હતું; તેથી એ બંને રાજય દીનપ્રતિદીન નબળાં પડતાં ગયાં અને તેથી જ વિદેશી લોકો સહેલથી ફાવી ગયા હતા.

આબુગઢમાં જેતસી નામે પરમાર રાજા રાજય કરતો હતો તેને સલખ નામે પુત્ર તથા ઇચ્છન નામે દીવ્ય પુત્રિ હતી, તે ઘણી જ ખુબસુરત કન્યા હતી તેનો સંબંધ સોમેશ્વરના પુત્ર પૃથિરાજ સાથે થયો હતો, પરંતુ ભોળા ભીમદેવે તેના રૂપનું અથાગ વર્ણન સાંભળી મોહીત થઇ તે કન્યાનું માગું મોકલ્યું હતું; પરંતુ પરમાર કુંવર સલખે કહ્યું કે જૈનધર્મી ભીમને હું મારી બહેન નહિં પરણાવું; આવી ખબર જયારે ભીમદેવે સાંભળી ત્યારે તેનું માથું ફર્યું અને તેને હાડોહાડ ક્રોધ ચડી ગયો; તેથી તેણે સૈન્ય એકઠું કરવા ડંકો કર્યો. કચ્છ તથા સૌરાષ્ટ્રના રાજાઓને પત્ર લખી તેડાવ્યા, થોડા વખતમાં ગીરનારનો રાજા, લોહાનાને કટારી, વીરધમલ વાઘેલો, રામ પરમાર, પીરમનો ગોહીલ, રાણીંગ ઝાલો, સારંગદેવ સોડો અને ગંગડાભી વીગેરે રાજપૂત સરદારો મોટી ફોજ લેઇ હાજર થયા.

ભીમે તુરત તમામ સૈન્ય એકઠું કરી આબુગઢ ઉપર ચડાઇ કરી, કિલ્લાને ઘેરો ઘાલ્યો—ત્યાં ચાલુકય અને પરમારો વચ્ચે ઘોર સંગ્રામ થયો; તેમાં છેવટ પરમારોને વિજય નહિં મળવાથી તેઓ આબુગઢ છોડી અંજમેર તરફ નાઠા. ચાલુકય રાજા એ સિંહકટી ઇચ્છનના અપૂર્વ સ્વરૂપમાં મોહીત થઇ અજમેર ઉપર ચડાઇ કરવા લશ્કરને હુકમ કર્યો; તે વખતે તેની ફોજના કેટલાએક ડાહ્યા સામંતોએ એવી સલાહ આપી કે, હે

ગાદીએ બેસવું અસંભવિત લાગે છે. દિલ્હીના માલીક ચૌહાણોજ હતા કારણકે તે વખતે ખીચીરાઓ પ્રસંગ, જામજાદવ, દેવરાજ, ભાણુભાટી, ઉદીગબાહુ, બલીભદ્ર અને કયમાસ સોમેશ્વર ચૌહાણ સાથે ભેળાભીમને

મહારાજા આ વખતે લડાઇની વાત બંધ રાખો કારણ કે તેમ કરવાથી મુસલમાનોનું જોર વધી જશે, માટે ચૌહાણ રાજા સાથે સલાહ કરી એકમતથી યવનોને દંડ દેવાનો આ વખત છે અને તેમાંજ આપણું, આપણા દેશનું અને આપણી જાતીનું ભુષણ છે.

આ વખતે ભીમનો સલાહકાર ભારતભૂમિના આર્યોમાં કુસંપ કરાવનાર જૈનસાધુ અમરજી સેવડો હતો તેની બદસલાહથી ભીમે સામંતોના કહેવા ઉપર લક્ષ નહિં આપતાં અજમેર ઉપર ચડાઇ કરી. આ અંદરના કલહનો લાભ લેઇ શાહબુદ્દિન ગોરી પણ મોટા સૈન્યથી અજમેર ઉપર ચડી આવ્યો, જેથી જેમ ઢોલને બંને બાજુથી માર પડે તેમ ચૌહાણોની સ્થીતિ થઇ હતી. છતાં બહાદૂર ચૌહાણો અડગ બની તૈયાર થયા.

ચૌહાણ રાજા તરફથી કયમાપ તથા ચંદ કવિએ રાત્રે એકાએક ગુજરાતની ફોજ ઉપર છાપો માર્યો તેમાં ભીમની હાર થવાથી ગુજરાત તરફ નાશી જવું પડયું. બીજી તરફ શાહી ફોજને સોમેશ્વરે છીનબીન કરી હઠાવી હતી.

ભીમને ચૌહાણોએ હરાવ્યો તેથી તે ચીડાઇ રહ્યો હતો; તેવામાં વળી વેર વધવાનું એક વળી બીજું કારણ બન્યું હતું. ભીમદેવના કેટલાએક પીત્રાઇ ભાઇઓ ભીમથી રીસાઇ ચૌહાણોને આશ્રયે જઇ રહ્યા હતા. એક દીવસરાજ સભામાં ભીમના એક ભાયાતે મુચ્છ ઉપર હાથ મુકયો જેથી ચૌહાણ રાજસભાનું અપમાન થયું સમજી ચામુંડરાવ ચૌહાણે તેનો હાથ કાપી નાંખ્યો. આવો ભયાનક દેખાવ જોઇ તેના બીજા સોલંકી ભાઇઓને ક્રોધ ચડવાથી તલવાર ચાલી તેમાં ભીમના ભાયાતો માર્યા ગયા હતા.

જયારે ઉપરની વાતની ગુજરાતમાં ભીમદેવને જાણ થઇ ત્યારે તે ક્રોધે લાલચોળ બની ગયો અને અગ્નિમાં ઘી હોમ્યા બરોબર થઇ અસંખ્ય સૈન્ય સજી ચૌહાણ પાસે વેરનો બદલો લેવા માટે અજમેર તરફ રવાના થયો.

આ વખત સોમેશ્વર ચૌહાણ પણ દિલ્હી હતો ત્યાં તેને સમાચાર મળ્યા કે ગુર્જરપતિ મોટા સૈન્યથી અજમેર ઉપર ચડાઇ કરવા રવાના થઇ ચુકયો છે. આ વાત સાંભળી સોમેશ્વર ચૌહાણ ઉપર જણાવેલા પો-

હરાવવામાં હતા તે ઉપરથી પણ સીદ્ધ થાય છે કે ઉપર જણાવેલ સરદારો ચૌહાણ મહારાજાની ચાકરીમાં દિલ્લી રહેતા હતા. સંવત ૧૨૩૬ ની લગભગ સોમેશ્વરનો* દેહાંત થયો હતો.

**પૃથિરાજ**—(૩) (નં. ૩૦ નો પુત્ર) પોતાના પીના સોમેશ્વરનાx દેહાંત

---

તાના ખંડીઆ રાજા તથા થોડા સામંતોને લેઇ ભીમનો મુકાબલો કરવા અજમેર તરફ રવાના થયો અને બાકીના સૈન્યથી પૃથિરાજ કુંવર તથા ચામુંડરાવ સેનાપતિ યવનોને દંડ દેવા માટે દિલ્લીમાં તૈયાર થઇ રહ્યા હતા.

ગુજરાતના અસંખ્ય સૈન્ય સામે સોમેશ્વરે અલ્પ સૈન્યા લઇ કમર બાંધી. બીજે દિવસે લડાઇ શરૂ થઇ તેમાં ચૌહાણોએ બહુ બહાદુરી કરી પરંતુ તેનું અલ્પ સૈન્ય હોવાથી આખીર ચૌહાણોની હાર થઇ અને મહારાજા સોમેશ્વર ભીમના તીક્ષણ ઝેરી ભાલાથી વીંધાઇ રણભૂમિમાં કામ આવ્યો, અને ભીમદેવ વિજય મેળવી સ્વભૂમિ તરફ રવાના થયો.

* સોમેશ્વર ચૌહાણ મહારાજાના વખતના ત્રાંબા તથા ચાંદીના શિક્કાઓ હજુ પણ મળી આવે છે. તેના સમયના વિ. સં. ૧૨૨૬–૧૨૨૮ તથા ૧૨૩૪ ની સાલના શિલ્લાલેખો પણ મળેલા છે.

x "પૃથિરાજ રાસા" માં સોમેશ્વરના મૃત્યુ વિષે લખે છે કે જ્યારે પૃથિરાજે પોતાના પીતાના મૃત્યુની વાત સાંભળી ત્યારે વેર લેવા માટે ઉશ્કેરાયો; વળી બળતાંમાં ધી હોમ્યા બરોબર પરમારોએ પણ સલાહ આપી કહેવા લાગ્યા કે આપના પીતાના મારનારને મારો, અને ગુજરાતને ઉજડ કરો ત્યારે ખરા ક્ષત્રિ કહેવાઓ! પૃથિરાજને આથી વધારે જોસ ચડયો અને અસંખ્ય સૈન્યા સજ કરી ગુજરાતને ભસ્મીભૂત કરવા ચાલ્યો.

આ વાતની ભીમદેવને ખબર થતાં તેણે પણ પોતાના ખંડીઆ રાજાઓને બોલાવી સેના તૈયાર કરી જ્યારે ચૌહાણોની અગ્નિ સરીખી તલવાર ગુજરાતમાં પેસતાં ચાલવા લાગી, અને પૃથ્વિરાજના કોપાગ્નિથી ગુજરાતના શહેરો તથા ગામડાંઓ ઉજડ થઇ ભસ્મીભૂત થવા લાગ્યાં અને ગુજરાતની રૈયત પોતાની મીલકત છોડી અણહિલ્લવાડામાં પેસવા લાગી.

જ્યારે શત્રુની રાજધાની નજીક આવી ત્યારે પૃથ્વિરાજનો કવિ ચંદ વિચીત્ર આયુધ્ધો ધારણ કરી ભીમની સભામાં ગયો. ત્યારે ભીમે ચંદ

પછી મહારાજ પૃથ્વિરાજે દિલ્લીની ગાદી ઉપર બેસી અજમેર નહિં રહેતાં ત્યાંજ રહેવું પ્રસન્ન કર્યું; તે વખતે પૃથ્વિરાજની નાની ઉમર હોવાના કારણથી તેની માતા કર્પૂરદેવીએ પોતાના પ્રધાન મંત્રી કાદંમ (કદંબ વંશી)ની સહાયતાથી રાજ્યનો પ્રબંધ ચલાવ્યો હતો.

---

સન્માન કરી કહ્યું કે ?" કવિરાજ આ વિચીત્ર ચીજો શું લાવ્યા છો" ચંદે જવાબ આપ્યો કે "અમારા મહારાજાનો એવો હુકમ છે કે જો તમો અંધારામાં છુપાઇ જશો તો આ દીપક છે તેથી શોધી કહાડીશું; સમુદ્રમાં ડુબકી મારી જશો તો આ જાળવતી માછલાંની પેઠે પકડીશું, પૃથ્વિમાં પેશી જશો તો આ કોદાળી વતી ખોદી બહાર કહાડીશું, જો આકાશમાં ઉડી જશો તો આ સીડી માંડી પકડી તમોને આ અંકુશવતી તાબે કરી આ ત્રીશૂલવતી તમોને મારવાના છે." ત્યારે ભીમે કહ્યું કે "જાઓ તમો તમારા રાજાને કહોકે હું ગુર્જરપતિ કેસરી તમારા જેવા સાંભરી શીયાળથી ડરવાનો નથી." આવાં વાકય સાંભળી ચંદકવિ છાવણીમાં ગયો. અને બીજે દીવસે પ્રભાતમાં ઉભય સૈન્યના શંખનાદ, નગારાં અને રણતુરી જોરથી વાગવા લાગ્યાં. વીર પુરૂષોની તલવારના ખણેણાટ, ઘોડાઓના હણેણાટ, અને મદોન્મત હાથીઓની કીલકારીથી ભૂમંડળ ગાજી ઉઠયું તે વખતે પૃથ્વિરાજના તીક્ષણ અગ્નિ સરીખા ધનુષ્યના ટંકારથી ચાલુકયોના ગર્વ ગળી ગયા. બહાદૂર પૃથ્વિરાજે પોતાના પીતાના વેરી ભીમદેવને એકજ બાણુથી વીંધી રૂધીર વહેતો પૃથ્વિ ઉપર પાડયો, તે વખતે ચૈહાણ સૈન્યમાં જય જયકારના પૂકાર થયા. ચંદકવિ ભીમને માર્યો એમ લખે છે, પરંતુ ભીમ જાનથી મરાયો હોય એમ લાગતું નથી. કારણકે ત્યારપછી મુસલમાન સાથેની લડાઇમાં ભીમ વિદ્યમાન હતો એમ તવારિખોમાં લખેલું છે. વળી ત્યારપછીના તેના વખતના તામ્રપત્રો પણ મળેલા છે. તે ઉપરથી પણ તે હૈયાત હતો એમ સીદ્ધ થાય છે, હા ? એટલું તો અવશ્ય માનવું જોઇએ કે ભીમદેવ રણભૂમિમાં ઘાયલ થયા પછી ચૌહાણ વીરે તેને છોડી મુકયો હશે.

કનોજના રાજા જયચંદ્ર રાઠોડે પોતાની કુંવરી સંયોગતાનો રાજસુંયવર કર્યો અને ઇચ્છીત વર વરવા માટે કંકુપત્રિકા ભારતવર્ષના રાજાઓને લખી શુભ પ્રસંગે બોલાવ્યા હતા, પરંતુ દીલ્લીશ્વર પૃથ્વિરાજને આમંત્રણ કર્યું નહિં; જેથી પૃથ્વિરાજ પોતાના રાજકવિ ચંદના ચંભૂવાળા બની જયચંદ્રની કચેરીમાં ગયા; તે વખતે ચંદની સાથે આવેલા ચંભૂવાળાને જોઇ જયચંદ્રે કહ્યું કે "કવિરાજ આપ જેવા ગુણનું અહરનીશ

પૃથિરાજે વિ. સં. ૧૨૩૯ ઇ. સ. ૧૧૮૨ માં મહોબાના ચંદેલરાજા પરમાર્દ (પરમદેવ) ઉપર ચડાઇ કરી વિજય મેળવ્યો હતો. સંવત ૧૨૪૧ માં કરનાલ અને થાનેશ્વર (તરાઇન)ની લડાઇમાં શાહબુદ્દિન ગોરીને ભારી હાની પહોંચાડી પૃથ્વિરાજના સેનાપતિ ચામુંડરાજે કેટલોએક દંડ લેઇ છોડી મુકયો; જેથી તેની ભારી પ્રશંસા થઇ, ફરી સુલતાન બદલો લેવા માટે વિ. સં. ૧૨૪૭ની સાલમાં અસંખ્ય સેના લેઇ ચડી આવ્યો.

---

આપની ઉત્તમ કાવ્યમાં ગાઓ છો તે પૃથ્વિરાજ કેવો છે" ત્યારે ચંદ-કવિએ પોતાની રસ ભરિત કાવ્યમાં વર્ણન કરતાં ચંભુવાળા પૃથ્વિરાજ તરફ હાથ લાંબો કરી કહ્યું કે.

### छपय छंद.

इसो राज पृथिराज, जीसो गोकुलमें कानह;
इसो राज पृथिराज, जीसो हथ्थह भीम कह.
इसो राज पृथिराज, जीसो अहंकारी रावन;
इसो राज पृथिराज, राम रावण संतापन.
बरस तीस छ अकरो, लच्छन बतीस संजुत भन;
इम जंपे बरदाइ चंद, पृथिराज उनिहार इन.

આ કવિતા સાંભળી જયચંદ્રને શંકા ઉત્પન્ન થઈ પરંતુ કાંઇ નહિં બોલતાં ચૂપ રહ્યો. ત્યારબાદ ચંદ પોતાના તંબુ ઉપર ગયો; બીજે દીવસે પથ્વિરાજે સ્વયંવરમાંથી સંયોગતાનું હરણ કરી દિલ્લી તરફ રવાના થયો, તે વખતે રાઠોડ અને ચૌહાણ વચ્ચે ભારી કાપાકાપી ચાલી તેમાં અસંખ્ય આર્યવીર યોદ્ધાઓના રકતની પૃથ્વિ ગરકાવ થઈ ગઈ અને પૃથિરાજ સંયોગતાને લેઇ દિલ્લી ગયો.

જયચંદ્ર હતાશઃ થયો અને પોતાની દુષ્ટ અભિલાષા પૂર્ણ કરવા કૂટ ઉપાયો યોજવા લાગ્યો તેથી તેના એકલાનુંજ નહિં પરંતુ સમસ્ત ભારતવર્ષનું સત્યાનાશ વાળવા હિંદના વેરી શાહબુદ્દિનને ઉશ્કર્યો. યવનો તો આ ગ્રહ કલહનો લાભ લેવાની તૈયારીમાંજ બેઠા હતા; તેથી એક ઉતમ પ્રસંગ મળેલો જોઇ ભારત વર્ષ ઉપર ચઢી આવ્યા; અને હિંદુસ્થાનની સ્વતંત્રતાનો નાશ કરી તેના પવિત્ર હૃદયમાં ઈસલામી પતાકા ઠોકી બેસાડી.

જયારે સુલતાન રાજપૂતોના ગ્રહ કલહનો લાભ લેઇ દિલ્લી ઉપર ચઢી આવ્યો, ત્યારે પૃથ્વિરાજે પોતાના બનેવી મીત્ર ચીતોડાધિપતિ મહા-

જ્યારે શાહબુદ્દિન ગોરી ૧૨૦૦૦૦ સ્વાર લઇ પૃથ્વિરાજ ઉપર ચડી આવ્યો ત્યારે પૃથ્વિરાજ પણ સુલતાનને દંડ દેવા માટે સરસ્વતિ નદીના કનારે સામો આવી ઉભો રહ્યો. યવન લશ્કર પણ સામે કીનારે આવી થોભ્યું.

ફીરસ્તા લખે છે કે આ સમયે પૃથ્વિરાજની સેનામાં ૩૦૦૦૦૦ સ્વાર ૩૦૦૦ હાથી અને અગણિત પાયદળ લશ્કર હતું; તથા ૧૫૦ રાજાઓ (સામંતો) હતા. સુલતાને દગો દેઈ અચાનક પૃથ્વિરાજના લશ્કર ઉપર હુમલો કર્યો; જેથી હિંદુઓની હાર થઇ અને દિલ્લીનો અંતીમ આર્યવીર મહારાજા પૃથ્વિરાજ સંમ્રાટ અત્યંત વીરતાથી લડી કેદ થયો.

---

રાવલ સમરસિંહને યવનોના વર્તમાન કહેવરાવી પોતાની કુમકે બોલાવવા માટે ચંદ કવિ તથા દુતોને ચીતોડ રવાના કર્યા.

આ ભયંકર પ્રસંગે ભારત વર્ષના સમસ્ત રાજાઓએ એક સંપ કરી દેશ વેરી સુલતાનના આક્રમણનું અવરોધન કર્યું હોત અને સ્વભૂમિનું રક્ષણ કરવા માટે સ્વદેશાનુરાગથી ઉત્સાહી બની પૃથ્વિરાજને સહાયતા કરવા શસ્ત્રો ગ્રહણ કર્યા હોત તો સ્વભૂમિની દુર્દશા કદી થાત નહિં; પરંતુ તે પોતાનીજ માતાના કટા શત્રુઓ થતા વિપરીત વર્તન કર્યું; અને મૌન્ય ધારણ કરી સૌ પોતપોતાની રાજધાનીઓમાં બેશી રહ્યા. તેમાં ખાસ કરીને કનોજના રાઠોડ મંદોરના પડિહાર, ધારાના પરમાર અને ગુજરાતના સોલંકી રાજાઓ તુચ્છબુદ્ધિથી પૃથ્વિરાજનો નાશ થવા ઇચ્છતા હતા. અને તેવું પરિણામ લાવવાને માટેજ યવનોને ઉશકેરી પ્રયત્ન કરતા હતા.

જે રાજપૂત કુલકલંક રાજાઓએ દ્વેશને વશ થઇ કાપુરૂષો ચિત્ત કાર્ય કર્યું તેમને પણ શીઘ્ર તેનું વિષમ ફળ ભોગવવું પડયું. અને પૃથ્વિરાજના દેહાંત પછી શીઘ્ર તેઓ સર્વ ભારતનું ભવિષ્ય ખરાબ કરનાર યવનોના દાસત્વની મજબુત બેડીઓમાં જકડાઇ ગયા.

જ્યારે મહારાવલ સમરસિંહ પોતાના ૧૨૦૦૦ હજાર શીશોદીઆ મેવાડી લશ્કરથી દિલ્લી આવ્યા અને પૃથ્વિરાજને મળી લડવાને માટે સજ થયા તે વખતે સમરસિંહની આજ્ઞાથી મેવાડી રાજપૂતોની પ્રચંડ સેના ડુંગરાળ પ્રદેશમાંથી વહેતી પ્રચંડ નદીના પ્રવાહની પ્રમાણે દિલ્લી નગરના દરવાજાની બહાર નીકળી તે વખતે હથીઆરોના ખણખણાટ, મદોન્મત હાથીઓની કીલકારીઓ, ઘોડાઓના ભીષણનાદ, રણતુરી, શંખ તથા

સુલતાન શાહબુદિને પૃથ્વિરાજને કેદ કર્યા પછી થોડા સમય બાદ મારી નંખાવી, સરસ્વતિ, સમાના, કુહરામ અને હાંસી આદિના કિલ્લાઓ સર કરી અજમેર તરફ ગયો તે વખતે પૃથ્વિરાજના પુત્ર ગોવિંદરાજ તરફથી કેટલાએક અજમેર તથા સાંભરનિવાસી ચોહાણો લડ્યા, પરંતુ ભાવીની ગતી પ્રબળ હોવાથી છેવટ ઉક્ત નંગર સુલતાને સર કર્યું, અને ત્યાંના હજારો વતનીઓને મારી નાંખવામાં આવ્યા તથા હજારો હિંદુઓને મુસલમાન કરવામાં આવ્યા તથા કેટલાકોને ગુલામ બનાવી હિંદુઓના દેવ મંદીરોનો નાશ કર્યો.

---

બીજાં વાજીંત્રોની ધ્વની અને રણોન્મત રાજપૂતોની વીરહાકથી પૃથ્વિ કંપાયમાન થવા લાગી, તે વખતે કાયરોના મનમાં મહાભય ઉત્પન્ન થતો હતો.

મહારાવલ સમરસિંહજીને ચંદ કવિએ રાજપૂત સેનાનો "યુલિસીસ" ની ઉપમા આપી હતી. પુણ્યભૂમિ બ્રહ્માવૃર્તના મેદાનમાં વહેતી પવિત્ર કગર નદીના તટપર ક્ષત્રિઓ અને યવનો વચ્ચે મહા ઘોર સંગ્રામ થયો. આ ઘોર સંગ્રામ સતત ત્રણ દીવસ ચાલ્યો, પ્રથમના બે દીવસના સંગ્રામમાં એકે પક્ષને જય અથવા પરાજય મળ્યો નહિં. બીજે દીવસે પ્રાતઃકર્મો સમાપ્તી કરવાના કાર્યમાં રોકાયલા હતા; આ સમયે ભારત ભાસ્કર પૃથ્વિરાજ શીબીરની અંદર પોતાની પ્રિયપત્ની સંયુકતા પાસે સમરમાં જવાની રજા માગતા હતા.

મહારાણી સંયુકતાએ પોતાના પ્રાણનાથને સ્વહાથે બખ્તર પહેરાવ્યું ત્યારબાદ કમરમાં તલવાર બાંધી હાથમાં ધનુષ્ય બાણ તથા લાંબો ભાલો આપી પેશકબજ બાંધી રહી હતી, એટલામાં રણભૂમિમાં વાગતાં રણવાદ્યોના નાદ ગગન મંડલને વિદીર્ણ કરવા લાગ્યા. આ યવનોનો એચિંતો નાંદ હજુ આકાશમાં પહોંચ્યો ન પહોંચ્યો, એટલામાં પૃથ્વિરાજની છાવણીના વીર દેશાભિમાની રાજપૂતો યવનોના છળભેદને જાણી ગયા, અને તુરત તેઓએ પણ સિંહનાદ કરી ભૂમંડળને ગજાવી મુકયું, અને હરહર મહાદેવનો એકી સ્વરે ઉચ્ચાર કરી યવનોના ઘોર નાદનો પ્રત્યુતર આપ્યો.

મહારાજા પૃથ્વિરાજ શીબીરમાં વિસ્મિત થયા. "વિશ્વાસઘાતી" સુલતાન પ્રાતઃકાળમાંજ રણવાદ્યો વગડાવશે એવું ક્ષત્રિ સૈન્યને સ્વપ્ને પણ નહોતું. આર્યવીર પૃથ્વિરાજે તુરત બહાર આવી સિંહનાદ કર્યો કે તુરત સમરસિંહ ઇત્યાદી પ્રબલ વીર રાજપૂતોએ જય મહાકાલિજીનો પૂકાર કરી સુલતાનનાં સૈન્ય ઉપર તુટી પડયા. આ અંતિમ પ્રસંગે આર્યાવૃતના અનુ-

ફીરસ્તા તવારિખમાં લખે છે કે પૃથ્વિરાજના પછી તેનો પુત્ર ગોલા (ગોવિંદરાજ કોઇ પ્રતમાં કોલા પણ લખેલ છે જે ગોવિંદરાજનું બગડેલું રૂપ છે કેમકે તે વખતે મુસલમાનો ભારતવર્ષની ભાષાના પૂરા માહેદગાર નહોતા તેથી ગોવિંદરાજને બદલે ગોલા લખવું સંભવિત છે.) બરાબર ખીરાજ (ખંડણી) દેવી કબુલ કરી ત્યારે અજમેરનો મુલક પૃથ્વિરાજના કુંવરને સોંપી સુલતાન દિલ્લી તરફ જતો હતો, ત્યારે અજમેરનો નવો રાજા

---

પમ વીર પ્રચંડ અને અડગ યોદ્ધાઓ કેશરીયાં કરી, શત્રુઓ ઉપર ત્રિકાળ સ્વરૂપ ધારણ કરી તુટી પડયા અને અસંખ્ય શાહી ફોજને ઘાસની માફક કાપવા લાગ્યા; લોહીની નીકો ચાલવા લાગી, યવન અને રાજપૂતોનાં મુડદાંના ઢગલા થવા લાગ્યા, રૂધીરના પ્રવાહથી પવિત્ર સરસ્વતિનું જળ માંસ અને લોહીથી રકતવર્ણ ધારણ કરી વહેવા લાગ્યું. મહારાવલ સમરસિંહ તથા તેના કુંવર કલ્યાણસિંહજી ઇત્યાદી રાજપૂતો આ રણભૂમિમાં મહાન પરાક્રમ દર્શાવી, શત્રુની પુષ્કળ સેનાનો ઘાણ વાળી અલૌકિક સ્વદેશ પ્રેમ અને અદભૂત વિરતાના જવલંત ઉદાહરણો બતાવી રણભૂમિમાં ચિરનીંદ્રામાં સુતા હતા.

જે દીવસે વીરશીરોમણિ સમરસિંહ પોતાના ૧૨૦૦૦ હજાર રાજપૂતો સાથે રણભૂમિમાં પડયો તે દીવસે સરસ્વતિનાં રૂધીરમય જળમાં ભારત વર્ષનો ગૌરવ સૂર્ય સદાને માટે ડુબી ગયો અને સદાને માટે ભારતભૂમીની આશા નષ્ટ થઇ ગઈ; ભારતના ભાસ્કર આર્યવીરને યવનોએ પકડી લોહ જંજીરથી જકડાવી કેદ કર્યો.

જેના ત્રટપર બેસી આર્ય મહાત્માઓ ઇશ્વર ભજન કરી તથા વેદના ઘોષથી આનંદ માનતા હતા તે ભૂમિ આજે ભયંકર સ્મશાનવત્ બની ગઇ, તે ભૂમિ ઉપર આજે અસંખ્ય શીયાળ સ્વાન અને ગીધોના શોકધ્વની સંભળાવા લાગ્યા; આ રણાંગણમાં અન્યાયથી વિજય પામેલા યવનો પીસાચની પેઠે લાંબા હાથ પ્રસારી આર્યવીરોના મૃત્ય શરીર ઉપરથી વસ્ત્રાભૂષણો હરવા લાગ્યા; આવી પીસાચોની તીવ્રગતીને આ વખતે રોકનાર કોણ હતું "કોઇ નહિ" સમગ્ર જગત કર્કશ સ્વરે કહેવા લાગ્યું કે, "સ્વદેશ પ્રેમના પવિત્ર મંત્રથી પ્રેરીત થઇ હસ્તમાં ખડગ ધારણ કરનાર કોઇ નહિં, હાં! ભારતની રાજયલક્ષ્મી યવનોની અસુરી જંજીરમાં જકડાઇ ગઇ; અને હાય! હાય! કરતી ભારત ભૂમિ આજે અનાથ બની મ્લેછોના પંઝામાં સપડાઇ ગઇ.

ક્ષત્રિય કુલ કલંક અહકલેશી જયચંદ આદીને પણ તેનું વિશ્વાસ-

ગોવિંદરાજ અમુલ્ય નંજરાણું તથા પોશાક લેઇ હાજર થયો હતો.

સુલતાન શાહબુદિને ગુલામ મલિક કુતબુદ્દિન એબકને મોટા સૈન્ય સાથે કુહરામમાં રાખી પોતે અફગાનીસ્થાનની રાજધાની ગીઝની તરફ હિંદુસ્થાનનો અખુટ ખજાનો હાથી, ઘોડા, જવાહીર ઈત્યાદી લેઈ રવાના થયો.

---

ઘાતનું તથા દેશદ્રોહનું યથોચિત્ત ફળ મળ્યું. દિલ્હી હરત કર્યાપછી મુસલમાનોએ કનોજ પણ સર કર્યું ત્યારે ડરનો માર્યો જયચંદ્ર નાવમાં બેશી ગંગાને સામે પાર જવા ધારતો હતો, પરંતુ એટલામાં નાવ ડુબ્યું અને તેની સાથે જયચંદ્ર પણ ડુબી મુઓ—અહા! કેવો આ દૈવી પ્રકોપ! કેવું આ સ્વદેશ દ્રોહનું ફળ તેને તુરત મળ્યું.

વિશ્વાસપાત્ર ઠર્યુંછે કેમકે ચૌહાણોના પ્રાચિન શિલ્લાલેખોમાં આપેલી પહેડી નામાં એ ગ્રંથને મળતા આવે છે.

સુલતાને પૃથ્વિરાજને કેદ કરી તેની આંખો ફોડી, ગળામાં સો મણ લોહની સાંકળ નાખી, હાથ પગમાં બેડીઓ પહેરાવી ગીઝનીના કાળાગ્રહમાં રાખ્યો હતો, ત્યાં ચંદકવિ ગયો અને અત્યંત ચતુરાઈથી શાહની પરવાનગી મેળવી કાળાગ્રહમાં ગયો અને પૃથ્વિરાજની આવી દુખી સ્થીતિ જોઇ તેને અત્યંત દુખ લાગ્યું—પૃથ્વિરાજને જાણ થઇ કે ચંદ મને મળવા આવે છે એમ ધારી તેને માન દેવા માટે ગળામાં સોમણ વજનની સાંકળ હતી છતાં ઉભો થઇ અપૂર્વ પ્રેમથી મળ્યો. આ વાત શાહબુદિન સાંભળી આશ્ચર્ય પામ્યો અને બીજો પચાસ મણનો તોક નાખવા હુકમ કર્યો જેથી ચંદે પૃથ્વિરાજને આવાં અસહ્ય કષ્ટથી મુકત કરવાની યુકતી શોધી શાહની રૂબરૂમાં પૃથ્વિરાજની પ્રશંસા કરી કહ્યું કે ખુદાવીંદ મારો રાજા શબ્દ વેધી છે ભલે આપે એને દ્રષ્ટિહીન કર્યો છે; છતાં આપને રમુજ આપે એવા ચમત્કાર બતાવી આપને ખુશી કરશે, અને એવા ચમત્કાર જરૂર આપ જેવા વીર સુલતાનને શીખવવા લાયક છે. મારો રાજા અંધ છે છતાં સો સો મણના સાત લોઢાના તવા શબ્દના અવાજપર તીર છોડી વીંધી આપને ખુશી કરશે" ચંદના આવાં વાકય સાંભળી સુલતાને એ ચમત્કાર જોવાને એક દીવસ નીયમિત કરવામાં આવ્યો. નીયમિત દીવસે શાહ સભા ભરી જરૂખામાં તખત બીછાવી જોવા બેઠો, અને નીચેના ચોગાનમાં પૃથ્વિરાજના હાથમાં ધનુષ્ય બાણ આપ્યું. પૃથ્વિરાજે ધનુષ્ય ચડાવી ખેંચ્યું કે તુરત તુટી ગયું ત્યારે ચંદે કહ્યું કે—

दीन पलटयो पलटी घड़ी, पलटी हथ्थ कबान।
पीथल ऐही पारखुं, मत चूके चहुआन॥

ત્યારબાદ કુતબુદ્દિન ઐબકે મેરઠની પહેલી જીત મેળવી પોતે દિલ્લીનો માલીક થઈ, હિં૦ સ૦ ૫૯૮ ઇ૦ સ૦ ૧૨૫૦ માં દિલ્લીના તખ્ત ઉપર બેસી હિંદના બાદશાહની પદવી ધારણ કરી; જે રાજ્યમાં હિંદના આર્ય વીરોની વિજય પતાકાઓ ફરકી આર્યવીર રાજપૂતોની જાહોજલાલી બતા-

---

પૃથ્વિરાજે પોતાના ધનુષ્યની માગણી કરી ત્યારે સુલતાને તેનું પ્રચંડ ધનુષ્ય મંગાવી આપ્યું; આ ધનુષ્ય તાતારખાં રણભૂમિમાંથી લાવ્યો હતો અને તેને ગીઝનીના શહસ્ત્ર ભંડારમાં રાખેલું હતું.

આ વેધકાર્ય સાર્વજનીક જનોને જોવાને છુટ આપી હતી જેથી દરબારમાં પુષ્કળ ભીડ થઈ હતી; પહેલેથી એવો ઠરાવ થયો હતો કે શાહબુદ્દિને એક તવા ઉપર કાંકરો મારી અવાજ કરવો અને શાહબાશ! શાહબાશ! કહી પૃથ્વિરાજને ઉત્સાહ આપવો. પૃથ્વિરાજની જમણી બાજુએ મહાકવિ ચંદ પણ આવીને ઉભો રહયો, તેની આસપાસ સુલતાનના ખુરાસાની પહેરેગીરો ખુલ્લા હથીઆરથી ઉભા રહ્યા હતા. તે વખતે શર સંધાન કર્યા પહેલાં ચંદ કવિએ પોતાના મહારાજાને આપ નીચેની કવિતા સંભાળાવી ઉત્તેજન કર્યો.

चार वंश चोवीस गज; अंगुल अष्ट प्रमान ।
एतेपर सुलतान हे; मत चूके चौहुआन ॥

તદ ઉપરાંત આર્ય વીર રાજાને શૌર્ય ઉત્પન્ન કરવા માટે નીચેની વીર કવિતા બોલ્યો.

एही बान चहुआन, राम रावण उत्थप्यो;
एही बान चहुआन; कण शीर अर्जन कटयो;
एही बान चहुआन; शंभु तिपुरासूर संध्यो;
ऐही बान चहुआन; भ्रमर लछमन कर वेंध्यो;
सो बान आजतो कर चढयो; चंद बीरद सच्चो चवे;
चौहुआन राव संभर धनी; मत चूके मोटे तवे.

ચંદનો ભાવાર્થ પૃથ્વિરાજ તુરત સમજી ગયો, શાહબુદ્દિને તવાપર કાંકરો મારી વાહ પીથલ વાહ પીથલ શાહબાસ એવો પુકાર કર્યો કે તુરત પૃથ્વિરાજે એ શબ્દ ઉપર શર ફેંકી શાહબુદ્દિનનું લલાટ ભેદી નીચે પાડયો; સુલતાનનો પ્રાણ યમદ્વાર પહોંચી ગયો, આખા દરબારમાં હાહાકાર થઈ રહ્યો, શાહના સૈનિકો તુરત પૃથ્વિરાજ ઉપર ધસી આવ્યા. ચંદ અને

વતા હતા, તે રાજયમાં અન્યાયી ઇસ્લામી પતાકાઓ ફરકવા લાગી. [૧]

**હરિરાજ**—( નં. ૩૧ નો નાનો ભાઈ ) આ રાજાએ પૃથ્વિરાજના પુત્ર ગોવિંદરાજ પાસેથી અજમેરનું રાજય છીનવી લીધું અને પોતાના જેષ્ટ ભાઈનો બદલો લેવા મોટી ફોજ લેઇ દિલ્હી તરફ રવાના થયો. આ વાત સાંભળી કુતબુદ્દિન ઐબકે ફરી અજમેર ઉપર ચડાઇ કરી જેથી હરિરાજ પાછો ફરી અજમેર આવ્યો અને કુતબુદ્દિન સાથેની લડાઇમાં વિજય મેળવાનું પરિણામ નહિં જોવાથી યવનોને હાથ કેદ થવા કરતાં ચિત્તા ખડકાવી બળી મુઓ. કુતબુદ્દિને અજમેરનો કબજો કરી ત્યાંના દેવ મંદીરો તોડી ભારી જુલમ ગુજાર્યો હતો.

---

પૃથ્વિરાજના કેદ થયાબાદ તેનો પુત્ર ગોવિંદરાજ બાલ્યાવસ્થામાં હતો જેથી પૃથ્વિરાજના નાનાભાઇ હરિરાજે અજમેરનું રાજય કબજે કરી લીધું. જેથી ગોવિંદરાજ રણથંભોરમાં જઇ રહયો.

પૃથિરાજનાં ત્રાંબાના તથા ચાંદીના શિક્કાઓ વિ૦ સં૦ ૧૨૪૮ તથા ૧૨૪૯ની સાલના મળેલા છે તેમાં એક તરફ હાથમાં ભાલા સહિત ઘોડેસ્વાર છે અને બીજી તરફ '**श्री पृथ्विराज**' ચીત્ર આપેલું છે.

બીજા વિ૦ સં૦ ૧૨૪૨ની સાલના મળેલા છે તેમાં એક તરફ '**श्री पृथ्विराज**' તથા બીજી તરફ '**स्त्रिमहमदशामे**' એવા અક્ષરો છે. મહમદશામે એટલે શાહબુદ્દિન ગોરીએ જયારે પૃથ્વિરાજને જીતી કેદ કર્યો તે પછી અને પૃથિરાજ માર્યો ગયો તે પહેલાંના આ શિક્કા હોવા જોઇએ.

પૃથ્વિરાજે સંકેત ગોઠવી રાખ્યો હતો તેથી પૃથ્વિરાજનું ખડગ ચંદના ગળામાં અને ચંદનું ખડગ પૃથ્વિરાજના ગળામાં ફર્યું. આ પ્રમાણે ઉભય ખડગોએ એકજ સમયે ઉભય મહાવીરના પ્રાણ લીધાં.

૧—ચૌહાણ વંશ સંબંધી વિશ્વાસપાત્ર વૃતાંત તેમના પોતાનાજ લેખો ઉપરથી મળી શકે છે. "પૃથ્વિરાજરાસા"માં કેટલીએક કલ્પીત વાતો આપેલી છે. એમ મી. ડૉકટર બુહ્લરે બંગાળના એશીઆટિકના પ્રોસીડીંગ (ઇ. સ. ૧૮૯૩ પુષ્ટ ૯૩–૯૪)માં જણાવેલું છે.

ચંદ કવિના 'રાસા' ઉપરથી કર્નલ ટૉડે જે વંશાવળી ઉપજાવી છે. તે માલ વિનાની અને નકામા સરખી છે એમ મી. કનિંગહામનું પણ લખવું છે; પરંતુ આ ઝગડાનું છેવટ હજુસુધી આવેલું નથી. શ્રીયુત મોહનલાલજી તથા પં. ગૌરીશંકરજી આદી આધુનિક ઇતિહાસિક ખોળ કરનાર લેખકો આ વાત વિષે પ્રતિપક્ષી છે.

ડાકટર બુલર એ લેખોનું પ્રમાણ આપે છે તેમાં એક લેખ વિ૦ સં૦ ૧૨૩૦ નો છે અને બીજો લેખ ૧૨૨૫ની સાલનો છે. "પૃથ્વિરાજ વિજય" જે કાશમીર પંડિતનો લખેલો છે તે ગ્રંથ ઉપરથી નીકળતું પહેડી'નામ વિશ્વાસપાત્ર ઠર્યું છે કેમકે ચૌહાણોના પ્રાચિન શિલા લેખોમાં આપેલાં પહેડીનામાં એ ગ્રંથને મળતાં આવે છે.

# प्रकरण त्रीजुं.

## રણથભોરનાં ચાહુઆણ.

**गोविन्दराज**—( નં. ૩૧ નો પુત્ર ) હમીર મહાકાવ્યમાં પૃથિરાજના પુત્રનું નામ ગોવિંદરાજ લખેલું છે.× પ્રબંધકોષના અંતમાં ચોહાણની એક વંશાવળી આપેલી છે. તેમાં રાજદેવ નામ આપેલું છે તથા હમીર મહાકાવ્યમાં ગોવીંદરાજ નામ આપેલું છે. અને ચંદ કવિએ પૃથિરાજ રસામાં રેણુશી નામ લખેલું છે. આમાંથી હમીર મહાકાવ્યમાં જે નામ આપેલું છે તે સ્વીકાર કરવા યોગ્ય વિશ્વાસપાત્ર છે. મુંબઇના છાપેલા હમીર મહાકાવ્યના ચોથા સ્વર્ગમાં ગોવિંદરાજને પૃથિરાજનો પુત્ર લખેલો છે. તેમ એ સ્વર્ગના ૨૯ મા શ્લોકમાં હરિરાજને ગોવિંદરાજનો કાકો પણ લખેલ છે જેથી સ્પષ્ટરીતે જણાઇ આવે છે કે ગોવિંદરાજ હરિરાજના ભાઇ પૃથિરાજનો પુત્ર હતો.

ગોવિંદરાજ પાસેથી અજમેરનું રાજ્ય તેના કાકા હરિરાજે છીનવી લીધું, ત્યારે ગોવિંદરાજે રણથંભોરમાં જઇ અલગ રાજધાની સ્થાપી. ત્યાંથી પણ હરિરાજ તેને કહાડવા ધારતો હતો, પણ કુતબુદિન એબેકે

---

× હમીર મહાકાવ્ય નયનચંદ્રસુરિ નામના જૈન કવિએ સંસ્કૃત ભાષામાં લખેલું છે આ નયનચંદ્રસુરિ જયચંદ્ર સુરિનો પૌત્ર હતો. આ ગ્રંથ પંદરમી શતાબ્ધિમાં લખાયલો છે; તે સીવાય " હમીર હઠ " તથા " હમીર રાસા " નામનાં પુરાતન ગ્રંથ હિંદી ભાષામાં લખાયલા છે તેમાં હમીર દેવના વંશનું નીચે પ્રમાણે વંશવૃક્ષ છે.

૧. ચંદ્રરાજ ( ચોહુઆણ ) ૨ જયપાલ. ૩ જયરાજ. ૪ સામંતસિંહ. ૫ ગુવક. ૬ નંદન. ૭ બપરાજ. ૮ હરિરાજ. ૯ સિંહરાજ. ૧૦ ભીમરાજ. ૧૧ વિગ્રહરાજ. ૧૨ ગંગદેવ. ૧૩ વલભરાજ. ૧૪ રમિરાજ. ૧૫ ચામુંડરાજ. ૧૬ દુલભરાજ. ૧૭ દુશલ. ૧૮ વીશલદેવ. ૧૯ પૃથિરાજ. ૨૦ અલ્હણ. ૨૧ અનલ. ૨૨ જગદેવ. ૨૩ વીશલદેવ. ૨૪ જયપાલ. ૨૫ ગગુદેવ. ૨૬ સોમેશ્વર. ૨૭ પૃથિરાજ. ૨૮ હરિરાજ. ૨૯ ગોવિંદરાજ. ૩૦ બ્હાલ્હણ ૩૧ પ્રહલાદ. ૩૨ વીરનારાયણ. ૩૩ વાગભટ ૩૪ જૈત્રસિંહ. ૩૫ હમીર દેવ.

ગોવિંદરાજની મદદ કરી; જેથી હરિરાજને નાસવું પડયું એવું " તાજુલમ આસિર " નામની ફારસી તવારિખમાં લખેલું છે. આ રાજાના સમયથી ચૌહાણોની પ્રખ્યાત રાજધાની રણથંભોર ગઢમાં થઈ.

**वान्हणदेव**—( નં. ૩૩ નો ઉતરાધિકારી ) આનું ઉપનામ બ્હાલણુ અથવા પાલ્હણુદેવ હતું. આ રાજાના વખતનો એક શિલાલેખ વિ. સં. ૧૨૭૨ નો મળેલો છે; ઉક્ત સંવતમાં આ સુલતાન શમ્સુદિન અલ્તિમશને માર્તહત હતો, એવું ઉક્ત લેખ ઉપરથી ધારવામાં આવે છે. આ રાજાને પ્રહલાદદેવ તથા વાગભટ નામે બે પુત્ર હતા.

**महादेव**--( નં. ૩૪ નો પુત્ર ) આનું ઉપનામ પ્રહલાદ દેવ હતું. આ રાજાને શિકારનો બહુ શોખ હતો અને તે શેર સિંહ ) ની સાથે લડી અંતે શેરને કટાર અથવા તલવારથી ચીરી મારી નાખતો હતો. એક વખત એક વિક્રાળ શેર સાથે લડતો હતો તેવામાં શેરે ઓચિતાં એ રાજાનો ખંભો ચાવી લીધો. પરંતુ આ 'બહાદૂર વીરરાજાએ તુરતજ કમરમાથી કટાર કહાડી શેરને યમદ્વાર પહોંચાડયો પરંતું થોડા વખત બાદ શેરનું ઝેર ચડવાથી આ પરાક્રમી રાજાનો દેહાંત થયો.

**वीरनारायण**—( નં. ૩૫ નો પુત્ર ) આ રાજા યવનોની સામે દ્વેશદ્રષ્ટિથી જોતો હતો જેથી દીલ્હિના સુલ્તાન જલાલઉદીન ખીલજીએ કોઇ બહાનું કહાડી તેને દીલ્હિ બોલાવી દગો કરી વીષ દેઇ મારી નાખવામાં આવ્યો, અને રણથંભોર ઉપર મુસલમાનોએ અધિકાર જમાવી દીધો. વીરનારાયણુ તથા તેના કાકા વાગભટને કોઇ કારણુથી તકરાર થઇ જેથી વાગભટે માળવામાં જઇ ગઢ ગાગરોનમાં પોતાનું અલગ રાજ્ય સ્થાપ્યું હતું.

**वागभट**--( નં. ૩૫ નો નાનો ભાઇ ) આનું ઉપનામ ખેંગારસિંહ પણુ હતું આ રાજાએ પોતાના ભત્રિજાથી રીસાઇ સંવત ૧૩૩૦ માં માળવામાં ગઢ ગાગરોનની આસપાસનો મુલક કબજે કરી. ગઢ ગાગરોનમાં ગાદી સ્થાપી, એવું હમીર મહાકાવ્યમાં તથા ભટ લોકોના કાવ્ય ગ્રંથોમાં લખેલું છે. તેમ તવરિખે ફીરસ્તામાં પણુ એજ પ્રમાણે લખેલું છે. આ રાજના ભત્રિજાને દીલ્હિમાં દગો કરી માર્યો અને રણથંભોર ઉપર મુસલમાનોએ કબજો કર્યો. આ વાત સાંભળી પોતાનું રજપૂત સૈન્ય લેઇ તે રણથંભોર ગયો અને મુસ-

લમાન સુબેદારને હાંકી કહાડી પોતે રણુથંભોરની રાજ્યગાદી ઉપર બેઠો.

અલાઉદીન ખીલજીના સમયમાં ઉલુગખાં (અલફખાં) એ બે વખત મોટા લશકરથી રણુથંભોર ઉપર ચડાઇ કરી પરંતુ બંને વખત ચૌહાણોએ મુસલમાનોની પાયમાલી કરી નસાડી મુકયાં હતા. આ વખતથી ચૌહાણોની રણુથભોર અને ગઢ ગાગરોન ઉભય સ્થળે રાજ્યધાની સ્થાપિત થઇ.

**જૈત્રસિંહ**—( નં. ૩૬ નો પુત્ર ) આ આર્યવીર રાજા જૈત્રસિંહની મહારાણીનું નામ હીરાદેવી હતું. આ આર્ય વીરાંગના રાજપૂત કુળદીપક રાણી સર્વથા પોતાના ઉચ્ચ પદને યોગ્યજ હતી. તે જ્યારે સગર્ભા થઇ, તેની એ અવસ્થામાંની વાસનાઓથી ગર્ભસ્થિત જીવની પ્રવૃત્તિ અને મહત્તાના આભાસનો પરિચય મળી શકતો હતો. કોઇ કોઇ વાર આ હિંદદેવી મહારાણીને મુસલમાનોના રક્તથી સ્નાન કરવાની ઇચ્છા થઈ આવતી હતી. જેથી તેમના પતિ તેમની સર્વ અભિલાષાઓને સત્વર પૂર્ણ કરવામાં પછાત પડતા નહોતા. આ મહારાણીને શુભ ઘટીકામાં એક આર્ય ઉજાગર દિવ્ય પુત્ર રત્નની પ્રાપ્તી થઇ. આ પુત્રના જન્મોત્સવ સમયે પૃથ્વિની દસે દીશાઓએ અપૂર્વ શોભા ધારણ કરી હતી. સુખદ સમીરનું ઉતમ વહન થવા લાગ્યું હતું. નભોમંડળ નિર્મળ થયું અને સૂર્યદેવ મૃદુલતાથી ચમકવા લાગ્યા; તે મહદ પ્રસંગે મહારાજા જૈત્રસિંહે બ્રાહ્મણ, પંડિત, કવિ યાચકના શીરપર સુવર્ણની મુદ્રાઓની વૃષ્ટિ કરી અજાચક બનાવી દીધા. મંત્રિ કારભારી, મુસદી, સામંતો તથા પ્રજાવર્ગે પોતાની સ્થતિ પ્રમાણે મોટા ઉત્સવ કરી યાચક ગણોને દાન આપી પોતાની રાજભક્તિ પ્રદર્શીત કરી હતી.

રાજાની સન્મુખ જ્યોતિષના વિદ્વાન આચાર્યોએ આવી આ બાળ યુવરાજના જન્મસ્થાનમાં પડેલા શુભગ્રહોના શુભ યોગનો વિચાર કરીને રાજાને એવી ભવિષ્ય વાણી કહી કે " આ રાજકુમાર સમસ્ત ભારત ભૂમિને પોતાના દેશના શત્રુ મુસલમાનોના રક્તથી અભિષિક્ત કરશે. "

ત્યારબાદ તેનું નામ યવન મદમર્દન ખીચીરાઓ હમીર દેવ રાખવામાં આવ્યું.

જ્યારે હમીરદેવ યોગ્ય ઉમરનો થયો ત્યારે તેણે શીઘ્રતાથી સર્વ કળાઓનો ઉત્તમ અભ્યાસ કરી લીધો. તથા ક્ષત્રિયોચિત યુદ્ધ વિદ્યામાં

પણ નીપૂર્ણતા પ્રાપ્ત કરી લીધી હતી. ત્યારબાદ જૈત્રસિંહને સુરત્રાણ તથા વિરામ નામના બીજા બે પુત્રો થયા હતા તેપણ મહા યોદ્ધા નીવડયા હતા.

જ્યારે હમીરદેવ યોગ્ય ઉમરનો થયો ત્યારે તેણે શીઘ્રતાથી સર્વે કળાઓનો ઉત્તમ અભ્યાસ કરી લીધો. તથા ક્ષત્રિયો ચિત્ત યુદ્ધ વિદ્યામાં પણ નીપૂર્ણતા પ્રાપ્ત કરી લીધી હતી. ત્યાર બાદ જૈત્ર સિંહને સુરત્રાણ તથા વિરામ નામના બીજા બે પુત્રો થયા હતા તે પણ મહા યોદ્ધાની વડયા હતા. જૈત્રસિંહે વિ. સં. ૧૩૩૦ માં રાજ્યનો ભાર હમીરદેવના શીરપર નાખી દીધો; અને પોતે વાનપ્રસ્થ ધારણ કરી અરણ્યમાં વાસ કર્યો.×

**હમીરદેવ**—( નં. ૩૭ નો પુત્ર ) હમીર દેવે ૭ ગુણ અને ત્રણ શક્તિઓથી સંપન્ન થઇ યુદ્ધના હેતુથી દિગવિજય પ્રાપ્ત કરવા માટે રણથંભોરથી પ્રયાણ કર્યું. અને પહેલાંજ સરસપુરના રાજા અર્જુનદેવને પરાજિત કરી તાબે કર્યો; એ પછી ગઢ મંડલા ઉપર ગયો, ત્યારે ત્યાંના રાજાએ ખંડણી કબુલ કરી. ગઢ મંડલાથી સીધો ધારા નગરીના પરમાર બીજા ભોજ ઉપર ચડાઇ કરી તેને તાબે કર્યો; આ રાજા ભોજ તેના વડીલ ભોજરાજા જેવોજ ગુણગ્રાહી અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો. ધારા નગરીથી હમીરની સેના ઉજયની આવી પહોંચી અને ત્યાં સર્વ સૈન્ય હાથી ઘોડા અને મહારાજા હમીર દેવે ક્ષીપ્રા સ્નાન કરી મહાકાળેશ્વર મહાદેવની વિધીપૂર્વક પૂજા કરી અગણીત ધર્મદાન કરી ચીત્રકોટ (ચીતોડ) મેવાડનો મુલક લુંટી ઉજડ કરી આબુરાજ તરફ ગયો.

હમીર દેવ પોતે વેદનો અનુયાયી હતો છતાં તેણે આબુ ઉપરના જૈન મંદીરમાં ઋષભદેવની પુજા કરી; કારણકે મહાનુભાવ અને ઉદારાત્મા પુરૂષો વિરોધ સૂચક ધાર્મીક કાર્યમાં ભેદભાવ રાખતા નથી તે કેટલાએક દીવસ વસિષ્ટના કુટીરમાં રહ્યો અને મદાકિનીમાં સ્નાન કરી અચલેશ્વની પુજા કરી હતી.

આબુનો રાજા એક વિખ્યાત રણશૂર હતો. પરંતુ તેના બળનો આ અવસરે કશો પણ ઉપયોગ થઇ શકયો નહિં જેથી હમીર દેવને આધીન

---

× "ततश्च संवत्भव वन्हि वन्हि--भृहायन माधव लक्षपक्षो,
पोष्यां तिथौहेली दीने सपुष्ये देवज्ञनि दिष्ट बलेऽली लग्ने ॥
-- हमीर महाकाव्यम् ". सर्ग ८ लोक ५६.

થઇ તાબેદારી સ્વીકારવી પડી. ત્યારબાદ વર્ધનપુરનો નાશ કરી ચંગાની પણ એજ સ્થિતિ કરી, ત્યાંથી અજમેર થઇ પુષ્કર રાજ ગયો અને ત્યાં તેણે આદી વરાહની આરાધના કરી પોતાના વડીલોની પ્રાચિન રાજધાની સાકંભરી ગયો. ત્યાં રસ્તામાં મરહટા* ખંડિલા, ચમદા અને કાંકરોલી લુંટી પોતાને તાબે કરી દરેક ઠેકાણે જય મેળવી પોતાની જન્મભૂમિ તરફ ગયો.

હમીરે પોતાના કુળગોર વિશ્વરૂપની સલાહથી કોટી યજ્ઞ કરવા માટે દેશ દેશાંતરથી વિદ્વાન પંડિતોને બોલાવી વીધીયુક્ત તે યજ્ઞની સમાપ્તી કરાવી અને બ્રાહ્મણોને યથેચ્છ ભોજન કરાવી યોગ્ય દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા.

હમીરદેવે જ્યારથી રાજછત્ર ચામર અને મુકટ ધારણ કર્યા પછી સર્વથી વિશેષ ગૌરવવર્ધક અને અચલ કીર્તિકારક કાર્ય કર્યું, તે એ હતું કે રણથંભોરના જૈત્રસિંહ સુધીના રાજાઓએ દીલ્લિના બાદશાહોને ખંડણી આપેલી હતી તે આપવી હમીર દેવે બંધ કરી. હમીરદેવના હૃદયમાં બાલ્યાવસ્થાથીજ મુસલ્માનોને દેખતાંજ તીરસ્કાર ઉત્પન્ન થતો હતો અને તેઓનું નામ પણ શ્રવણથી સાંભળતો નહતો, તેનું કારણ એ હતું કે તે સમયના મુસલમાનો હિંદુઓપર કેટલાંએક અસહ્ય અને વર્ણવી ન શકાય તેવા અત્યાચારો કરતા હતા; જેથી તેણે મુસલમાનોને ખંડણી આપવાની સાફ ના કહી દીધી; અને પોતાને સ્વતંત્ર મહારાજાધીરાજ નામથી ઓળખાવવા લાગ્યો; એટલુંજ નહિં પરંતુ બીજા રાજાઓ મુસલ્માનોને ખંડણી આપતા હતા તેમને જીતી લેઇ તેમનાં સંરક્ષણનો ભાર પોતાના શીર ઉપર ઉપાડી લેઇ સાર્વભોમપતિ મહારાજા તરીકે બીજાઓ પાસેથી ખંડણી લેવા લાગ્યો. આવી ન સહન થાય એવી છેડથી સુલતાન અલાઉદીન ખીલજી મહાકોપાયમાન થઇ રહ્યો હતો; એટલામાં વળી એક એવો બનાવ બન્યો કે જેથી સુલતાનની કોપાગ્નિમાં ઘ્રત હોમાયા બરોબર થયું; અને તેમાંથી જે જવાળા ભયંકર નીકળી ઉઠી તેણે લક્ષાવિધી મુસલમાનો તથા સહસ્ત્રાવિધી રાજપૂતોને ભસ્મીભૂત કરી નાશ કરી નાખ્યો.

---

* પુષ્કર રાજથી સાકંભરી જતાં મરહટા નામનું એક પણ ગામ રસ્તામાં આવતું નથી પરંતુ મેવાડની સીમા ઉપર મેડતા નામનું ગામ છે તે લુંટયું હશે. કારણકે હમીર મહાકાવ્યનાં કર્તા કવિએ મેડતાને બદલે મરહટા લખ્યું હોય એવો સંભવ રહે છે.

મીર મંગોલ નામનો એક સેનાપતિ કે જે સુલ્તાનનો માનીતો હતો તેણે સુલ્તાનની પ્રેમી મુરહટી+ બેગમ સાથે સ્નેહ સાંધી તે બેગમને છુપી રીતે ગુપ્ત રસ્તે દીલ્હિથી લેઇ નાશી ગયો હતો જેથી સુલ્તાને દરેક રજવાડાઓને જાહેર કર્યું હતું કે મીર મંગોલને કોઇએ આશ્રય આપવો નહિં, અને જે કોઇ તેને પકડી મારા પાસે હાજર કરશે તેને મોટી જાગીરો ઇનામમાં આપી મારો પ્રીતિપાત્ર મીત્ર ગણીશ.

મીર મંગોલે અનેક નવાબો, જાગીરદારો, સરદારો તથા મેવાડ, જયપુર, જોધપુર, બુંદી ઇત્યાદી રાજ્યોમાં છુપીરીતે આશ્રય મેળવવા ફરી વળ્યો, પરંતુ સુલ્તાનના ક્રોધાગ્નિની ઉપાધી વ્હોરવા કોણ આશ્રય આપે, બલકે કોઇએ આશ્રય આપ્યો નહિં જેથી મીર મગોલ હીંમત હારી કપાળે હાથ મુકી આમેરની ધર્મશાળામાં અફસોસ કરતો બેઠો હતો. મીર મંગોલની ઉદાસીનો આશય મરહઠી બેગમ સમજી ગઇ અને તુરત બોલી ઉઠીકે પ્રિયે ? આપ ગભરાવ નહિં આ પૃથ્વિ હજુ નક્ષત્રિ થઇ નથી કેમકે જ્યાં સુધી સત્ય દયા ધર્મ અને નીતિનો આ જગતમાં વાસ છે ત્યાંસુધી ક્ષત્રિઓના હૃદયમાં આશ્રય આપવાનો અવિચળ આભાસ છે; જુઓ હજુ ભારત ભાસ્કર પૃથિરાજનો વંશ રણથંભોરનો મહારાજા છે તે જરૂર આપણને આશ્રય આપી નિર્ભય કરશે; રણથંભોરનું નામ સાંભળતાંજ મીર મંગોલને હીમત આવી અને હર્ષના આવેશમાં બોલી ઉઠયો કે.

हो तेरेसी बीबी भला जीस्के मकान में ।
वो काम याब क्यों नहो दोंनों जहान में ॥

એટલાજ શબ્દ બોલી તુરત ઘોડો તૈયાર કરી રણુથંભોર ગયો; અને ત્યાં જઇ દ્વારપાલ મારફત સલામ કરવા મહારાજાહમીરને અરજ કરાવી. ચોપદારે મીરમંગોલના સમાચાર હમીર દેવને કહ્યા, મહારાજા હમીર દેવ મીર મગોલ સેનાપતિને જાણતા હતા કે તે એક યવન વીર મહાશુ-

---

+ જયારે ઇ. સ. ૧૨૯૪ માં સુલ્તાન જલાલ ઉદીનના આજ્ઞાથી તેના ભત્રિજા અલાઉદીને દક્ષીણમાં દેવગઢના યાદવ રાજા રામદેવ ઉપર ચડાઇ કરી ત્યાં જીત મેળવી દીલ્હિ આવ્યો ત્યારે ત્યાંની કેટલીએક હિંદુઆંઓની પણ લુંટ કરી લાવ્યો હતો તેમા એક વીર ક્ષત્રિની પુત્રિ કે જે અપ્સરા તુલ્ય હતી તેને પણ લાવ્યો હતો; અને તેને પોતાની માનીતી બેગમ કરી રાખી હતી. તેને સૌ કોઇ મરહઠી બેગમ કહેતા હતા. પરંતુ તેનું જન્મનામ શું હતું તે કોઇપણ ઇતિહાસથી ઉપલબ્ધ થતું નથી.

રવીર ચતુર, એક વચની અને ધર્મશીલ યોગ્ય છે જેથી મનમાં વિચાર કરી કહેવા લાગ્યો કે "गुणाः पूजा स्थानं गुनिषु नच लिंगं नच वयः" આ વાંકયના અનુસાર તુરત તેને કચેરીમાં બોલાવો તેનું સર્વ વૃતાંત સાંભળ્યાંબાદ મીર મંગોલને અભય વચન આપી આશ્રય આપવાનું કહ્યું પરંતુ મીર મંગોલના હૃદયમાં સુલ્તાનનો ડર છે એમ ધારી કહ્યું કે પૂર્વમાં ઉદય થતો સૂર્ય પશ્ચીમમા ઉદય થાય-કદી ચંદ્ર સૂર્યની ગતી ધારણ કરે અને કદાચ દશ દીગપાલ પૃથ્વની દશ દીશાના છેડાઓનો ત્યાગ કરે; સમુદ્ર મર્યાદા છોડી જગતને ડુબાવી આપે અને મારા દેહમાં પ્રાણ રહે ત્યાંસુધી હું તમોને કદી સુલ્તાનને નહિં સોપું તમો નીરભય રહો એ મારી પ્રતિજ્ઞા છે તે કદી વ્યર્થ જશે નહીં એમ કહી કહ્યું કે—

**सिंह गमन सुपुरूष वचन, कदली फलत इक बार।**
**तिरिया तेल हमीर हठ, चढे न दुजी वार ॥**

એમ કહી મીર મંગોલને પોતાના રાજ્યમાં કેટલીએક આજીવિકા આપી રાખ્યો હતો.

આ વાતની જાણ સુલતાનને થતાં પગની લાતથી દબાયલા કાળા ક્રુર સાપની માફક છંછેડાઇ ગયો અને તુરત પોતાના વજીર બહેરામખાંને હુકમ કર્યો કે તમો હમીરદેવ ઉપર પત્ર લખો કે "તમો અમારા મીત્ર જેવા છો છતાં તમારે અમારા શત્રુને આશ્રય નહિં આપવો જોઇએ."

દૂત પત્ર લેઇ રણથંભોર ઉપર ગયો અને તેનો પ્રત્યુતર હમીરદેવે આપ્યો તે સુલ્તાનને સંભળાવ્યો કે બાદશાહ સલામત હમીરદેવે કહ્યું છે કે "હું બાદશાહ અલાઉદીનને સારી રીતે જાણું છું કે આપ દીલ્લિશ્વર છો અને હું એક રણથંભોરનો સાધારણ રાજા છું છતાં મે જે પ્રતિજ્ઞા લેઇ મીર મંગોલને આશ્રય આપ્યો છે તે પ્રતિજ્ઞા કદાચ નેવનાં પાણી મોભે જશે તોપણ મારી પ્રતિજ્ઞાનો ભંગ નહિં કરૂં, માટે આટલેથી જ તે વાતને માંડી વાળો તો સારૂં અને તેમ નહિં કરતાં જો મારૂં અશુભ કરવા આપનો વિચાર હોય તો જરા વિલંબ કરશો નહિં." આથી દુરાગ્રહી સુલ્તાન વધારે કોપાયમાન થયો, પરંતુ હમીરના અવિચલ ધૈર્ય અને અદ્વિતીય સાહસમય પ્રત્યુતરને સંભળી સુલ્તાનની બુદ્ધ ચક્રાવામાં પડી ગઇ ત્યારે વજીર બહેરામખાંએ કહ્યું કે "ખુદાવીંદ હાથી કરતાં સિંહ નાનો હોય છે છતાં પોતાના સાહસ અને પુરૂષાર્થથીજ હસ્તીના કુંભસ્થળને વિદારી નાંખે છે માટે હમીરના હઠ સામું સુલ્તાને લશ્કર

મોકલવું અથવા આપે જવું એ અયોગ્ય છે. શહરીયાર વાલાતબાર ! હમીરના સહસ્રોના ચક્રામાં પડવું અને રણથંભોર દુર્ગઉપર આક્રમણ કરવું એ કાંઇ બાળકનો ખેલ નથી. વિના કારણે લક્ષાવિધ યોદ્ધાઓના જીવ જશે છતાં પણ જય મળવો અસંભવિત છે પછે તો હજુરે આલિનો વિચાર."

આ ઉપદેશનો જરા પણ વિચાર નહિં કરતાં સુલ્તાને તુરત સૈન્ય સજ્જ થવા અને ગુજરાત ગીરનાર ઇત્યાદીના રાજાઓને સૈન્ય લેઇ બોલાવવા હુકમ કરવામાં આવ્યો.

કેટલાએક ખંડીઆ રાજાએ આવ્યાબાદ અલાઉદીને પોતાના નાના ભાઇ ઉલુગખાં ( અલફખાં ) ને ૮૦૦૦૦ ( એસીંહજાર ) સૈન્યની સાથે રણથંભોર બરબાદ કરવા રવાના કર્યો.

અલફખાંએ વર્ણાનાશા નદીના કીનારા ઉપર આવી કેટલોએક મુલક ઉજડ કર્યો; જેનો પુકાર રણથંભોર પહોંચ્યો. ત્યારપછી યવન દળ ' નલહારણો ' ગઢ પાસે આવી પહોંચ્યું ત્યારે ત્યાંના રાજપૂત કિલ્લેદારે ત્રણ દીવસ સુધી શાહીફોજ સામે લડયો આખીરમાં મુસલમાનોની જીત થવાથી ત્યાંનો કિલ્લેદાર ( દુર્ગેશ ) રણથંભોર નાશી ગયો અને ત્યાં જઇ મહારાજા હમીર દેવને યવનો સબંધી વૃતાંત કહી સંભળાવ્યું.

નીરઅપરાધી પ્રજાના રક્તપાતથી પોતાની તલવારોને કલંકીત કરનાર યવન દળ ઉપર વક્રદ્રષ્ટિથી સૈન્ય સજ્જ થવા આજ્ઞા કરી તે વખતે અભેસિંહ પરમાર, ભુરિસિંહ રાઠોડ, હરિસિંહ વાઘેલો, રણદુલા ચોહાણ અને અજમત સિંહને લડવા જવા આજ્ઞા કરી તથા પોતાના ભીમસિંહ અને ધર્મસિંહ નામના સેનાપતિઓને ૨૦૦૦૦ હજાર સૈન્યની સાથે યવન સેનાનો સંહાર કરવા માટે મોકલ્યા તેઓએ મુસલમાનોને એવા તો સપડાવ્યા કે જેની અંદર અસંખ્ય મુસલમાનોનો ઘાણ વળી ગયા અને શાહી ફોજ વિખરાઇ નાશી ગઇ તથા મોટા મોટા અમીર ઉમરાઓ પણ જેને જ્યાં ફાવે ત્યાં છુપી ગયા.

રાજપૂતો એ શાહીફોજ લુંટી તેનો કેટલોએક ખજાનો લેઇ રણથંભોર તરફ રવાના થયા. તે વખતે કુળદ્રોહી ધર્મસિંહને માલુમ હતું કે શાહી ફોજ હિંદાવન નામની ઝાડી તરફ ગઇ છે જેથી ભીમસિંહનો ઘાટ ઘડવા માટે થોડાક અંગ રક્ષકો સાથે હિંદાવન તરફના પ્રદેશનો બંદોબસ્ત કરવા મોકલી બાકીની સૈન્યા પોતે લેઇ રણથંભોર તરફ ગયો.

ઉલુગખાં થોડા લશકરથી હિંદાવનની અંદર છુપેલો હતો તેને જાણ થતાં ભીમસિંહ ઉપર તુટી પડયો અને વીર રાજપૂત ભીમસિંહને મારી દીલ્લિ તરફ ગયો.

ભીમસિંહના મરણુ પછી ભોજદેવ નામના ચૌહાણુ ને તેની જગ્યાએ દાખલ કરવામાં આવ્યો હતો. પરંતુ ધર્મસિંહના અન્યાથી તે પણુ કંટાળી ગયો હતો. તેટલામાં ધર્મસિંહે ભોજદેવ ઉપર રાજાની અકૃપા થાય એ ઉપદેશથી ખોટું તહોમત મુકી તેનાં મકાન ઇત્યાદી જપ્ત કરાવ્યાં. ભોજદેવે રાજાને બહુ રીતે સમજાવ્યો પરંતુ ભોળો હમીર દેવ ધર્મસિંહની પ્રપંચ જાળમાં સપડાયો હોવાથી તેના બોલવા ઉપર કશું ધ્યાન નહિં આપતાં તેને તીરસ્કારનાં વાકયો કહ્યાં જેથી ભોજદેવ તથા તેનો ભાઇ પીથલદેવ યાત્રાનું બહાનું કરી દીલ્હિ જઇ સુલતાનને મળ્યા અને કહ્યું કે " અમો રણુથંભોરની વિજયી લક્ષ્મીના લગ્ન આપ વિજેતાની સાથે કરાવવા આવ્યા છીએ. " સુલતાને તે બને ભાઇને માન મરતબાથી રાખ્યા અને પીથલદેવને સગરાની જાગીરનો મોટો પ્રદેશ બખસ્યો તથા ભોજદેવને પોતાનો સલાહકાર તરીકે રાખ્યો.

એક દીવસ સુલતાને રણુથંભોર ઉપર ચડાઈ કરવા માટે પ્રશ્ન કર્યો ત્યારે ભોજદેવે કહ્યું કે " ખુદાવીંદ આપ દીલ્હિના સંમ્રાટ છો ! છતાં હમીર જેવા રાજાને પરાજીત કરી વિજય પ્રાપ્ત કરવો એ કાંઈ સહેલ નથી. જેના નામના શ્રવણુ માત્રથી કુંતલ, મધ્ય પ્રદેશ, અંગદેશ અને કાંચી સુધીના રાજાઓ પણુ ભયભીત થઇ ગયા છે જે પ્રબળ રાજપૂત સેનાનો સ્વામી છે અને જેની કેટલાએક રાજાઓ આજ્ઞા ધારણુ કરે છે. અનેક રાજાઓને યુદ્ધમાં પરાજિત કરનાર વિરામ જેવો જેનો ભ્રાતા છે; મીર મંગોલ તથા રતિદેવ જેવા જેના બહાદૂર લડવૈયાઓ છે તેનો પરાજય કરવાને માટે ફક્ત આજ સમય છે કારણુ કે અનાજની કાપણી થયા પહેલાં જો કૃષીકારો પાસેથી અનાજ છીનવી લેવાય ને ત્યાર પછી ઓચીંતો છાપો મરાય તોજ જય મળી શકે.

ભોજદેવ દેશ દ્રોહિની સલાહથી સુલતાને બીજેજ દીવસે એક લક્ષ સ્વારથી અલફખાને રણુથંભોર ઉપર ચડાઈ કરવા રવાના કર્યો. અલફખાં હિંદાવન નજીક આવ્યો તે વાતની જાણુ રણુથંભોર જતાં તુરત આઠ સેનાના અધિકારીઓને હમીર દેવે ચડાઇ કરવા હુકમ આપ્યો.

હમીરના અષ્ટ સેના અધિકારીઓએ આઠ દીશાએથી મુસલમાનો ઉપર આક્રમણુ કર્યું અને યવનદળને છીનભીન્ન કરી નાખ્યું. પૂર્વ દીશાથી વિરામ, પશ્ચીમથી મીર મંગોલ, દક્ષીણુથી જાંજદેવ, ઉતરથી ગર્ભારૂક અને રણુમલ્લ, રતિપાલ, વૈચર તથા તીચરે ચારે ખુણેથી ધસારો

કરી અસંખ્ય યવનોનો નાશ કરી વિજય પ્રાપ્ત કર્યો. યવન દળ વીખરાઇ નાશી ગયું જેથી શાહી છાવણી રાજપૂતોએ લુંટી તેમાં ઘોડા, હાથી, તંબુ તથા કેટલું એક દ્રવ્ય લઇ રણથંભોર તરફ જય જયકાર કરતા ગયા. અને બીજેજ દીવસે રાજપૂત કુળ દ્રોહિ પીથલદેવની સગરા નામની જાગીરી ઉપર ચડાઇ કરી પીથલદેવ તથા તેના ખાનદાનને કેદ કરી રણથભોરના કાળાગ્રહમાં દાખલ કરવામાં આવ્યા.

ઉપરની વાત જયારે સુલતાનના સાંભળવામાં આવી ત્યારે અલફખાંને પોતાના ખાનગી રૂમમાં બોલાવી કહ્યું કે " ભાઇ હું તને બહાદૂર અને શેર ઝંગ માનતો હતો પણ હમીર જેવા સાધારણ રાજાની સામે તું બેતારપર જય પામી વીલે મ્હોડે દિલ્લી આવ્યો; એથી હું એમ જાણું છું કે તું બાયલો છે ? બીકણ છે ? અને તલવાર બાંધવાને ના લાયક છે ! કેમકે તેં મારા નામને કલંક લગાડયું છે. મારૂં નામ સાંભળતાં હાથીઓના મદ ઉતરી જાય છે, મારૂં નામ સાંભળતાં સિંહ પણ થર થરતો આવીને માથું નમાવે છે તેની હાર થઇ એ વાતથી મારી અને તારી શી પ્રતિષ્ટા રહી; અહિં મને તારૂં મુખ બતાવવા કરતાં રણભૂમિમા મરી ગયો હોત તો પણ વિશેષ ઉચિત્ત હતું. હાય ? મારૂં મન બળીને ખાખ થઇ જાય છે, મારી આંખોમાંથી ખુનની ધારાઓ વરસવા લાગી છે, મારી અકલ મારી ગઇ છે હા ? શું કરૂં આ વખતે આ જગોએ બીજો કોઇ હોત તો હું તેને અવષ્ય હાથીના પગ તળે ચંપાવી મારી નખાવત.

અલફખાં એક પણ શબ્દ બોલ્યા વગર હાથ જોડી થર થર કંપવા લાગ્યો એટલામાં વળી ભોજદેવે પોતાનાં કુટુંબ તથા ભાઇને કેદ કર્યાં ના તથા સગરા જાગીરી લુંટવાનાં શોક દાયક સમાચાર શાહને કહી પોક મુકી રડવા લાગ્યો.

અલાઉદ્દીનના હૃદયમાં પ્રથમથીજ કોપાગ્નિ સળગી ઉઠયો હતો; તેમાં વળી ભોજદેવનાં વૃતાંતથી ધૃત હોમ્યા બરોબર થયું. અલાઉદ્દીન વૃક ચહેરે ઉભો થઇ ક્રોધથી જમીનમાં હાથ પછાડી પોતાના શીર ઉપરનો તાજ ફેંકી એવી પ્રતિજ્ઞા કરી કે " હું અલ્પ સમયમાં સમસ્ત , ચોહાણ વંશનો નાશ કરી નાખીશ. જો હું ચાહાણ વંશનું નીકંદન ન કરૂં તો મારા તુખ્મમાં ફેર છે એમ કહી અંગ, તૈલંગ, મગધ, મહીસૂર, કલિંગ, બંગ, ભોટ, મેદપાટ, પાંચાલ, બંગાલ, સીંધ, થમિમ, ભીલ્લ, નેપાલ, કથા અને દાહલ ઇત્યાદી રાજાઓને સૈન્ય લેઇ હાજર થવા બોલાવ્યા.

થોડા સમયમાં દશ લક્ષ પાયદલ, બેલક્ષ સ્વાર એક ૧૦૦૦ હાથીના સેનાપતિ અલફખાં તથા પોતાના નાના ભાઈ નુસરતખાને બનાવી રણથંભોર તરફ રવાના કર્યા.

બીજે દીવસે ખુદ સુલતાન દશ હજાર સ્વારથી પોતાના લશ્કરની પાછળ પંદરકોષ ઉપર પડાવ નાખતો રવાના થયો આ અસંખ્ય સેનાના પ્રયાણુથી તળાવ, નદી અને કુવાઓના પાણી ખુટી જવા લાગ્યાં જેથી સુલતાને એવો હુકમ સૈન્યને આપ્યો કે એક પડાવ ઉપર વિશેષ વખત રોકાવું નહીં.

રણુથભોરની નજીક જઇ અલફખાંએ પોતાના ભાઇની સૈન્યાને "મંડીપથ" નામના માર્ગની ખીણુમાં પડાવ કરાવ્યો તથા પોતે 'શ્રી મંડપ' નામના માર્ગમાં પડાવ કરી રહ્યો અને સહાયકના રાજાઓને જૈત્ર સાગર તલાવની ચારે તરફ વિખરાઇ પડાવ કરવા હુકમ કર્યો.

મહારાજા હમીરદેવે કીલ્લાઓની રક્ષા માટે કેટલું એક સૈન્ય ગોઠવ્યું તથા હરેક જગોએ ગરમ તેલની કડાઓ તથા રાળ તૈયાર રાખવામાં આવી અને હરેક સ્થળે તોપો પણુ ગોઠવી દેવામાં આવી હતી. હરેક સ્થળે રણુથંભોરમાં મહાભારત ઇત્યાદી વીર કાવ્યોના ઉચ્ચાર થઇ રહ્યા હતા, ઉતમ કવિશ્વરો પોતાની વીર વાણીથી રાજપૂતોને શૌર્ય ચડાવી રહ્યા હતા, જેથી આર્યવીર ચૌહાણો વીરતાથી કીલ્લાની દીવાલ પરે મદોન્મત હાથીઓની પેઠે ઘુમી રહ્યા હતા.

પહેલેજ દીવસે કપટી સુલતાને પોતાના ગોલંદાજોને હુકમ કર્યો કે કીલ્લાની તોપોના મ્હોંમાં ગોળા મારી રણુથંભોરની તોપો નકામી કરો તે સુલતાનનું કપટ વ્યર્થ ગયું. અને ઉલટા રાજપૂત ગોલંદાજોના ઉત્સાહી કૃતવ્યથી શાહી તોપોજ નકામી થઇ પડી. જેથી શાહી લશ્કરમાં હાહાકાર મચી રહ્યો અને સુલતાન સર્પે છંછુદરી ગળ્યા બરાબર બની દીગ મુઢ થઇ ગયો હતો.

બીજે દીવસે અંધારી રાત્રે સુલતાને ખાઈ ઉપર પુલ બાંધી શહેરમાં પ્રવેશ કરવા વિચાર કર્યો પરંતુ તે કાર્યમાં પણુ રજની રક્ષક રાજપૂત વીરોએ યવનોને નીષ્ફળ કર્યા. જેથી ત્રીજે દીવસ એ રચેલી કપટજાળમાં નહિં ફાવવાથી સુલતાને યુદ્ધનો વાવટો ચડાવવા અને લડાઇ શરૂ કરવા હુકમ આપ્યો; તે વખતે રાજપૂત યોદ્ધાઓએ ક્ષત્રિ ધર્મ સંભાળી કીલ્લામાં રહી લડવા કરતાં મેદાનમાં લડવું ઉચિત ધારી એકત્ર થયા

અને ગુપ્ત રસ્તેથી મેદાનમાં આવી શત્રુઓની સન્મુખ આવી ઉભા રહ્યા.

પાણીના પ્રવાહના પ્રમાણે રાજપૂત સેનાએ શત્રુઓના સામે આવી હરહર મહાદેવનો પૂકાર કર્યો. કેટલાએક દીવસ સુધી આ ભયંકર મહા યુદ્ધ ચાલ્યું તેમાં રતિચંદ્ર ચૌહાણના હાથથી સુલતાનનો ભાઇ નુસરતખાં રણભૂમિમાં કામ આવ્યો; તે વખતે યવન દળમાં હાંહાકાર મચી રહ્યો; અને વિજયી રાજપૂત સેનામાં જયજયકારનો પૂકાર થઇ રહ્યો; જેથી શાહી છાવણીને અલફખાંએ ઉઠાવી ત્રણ માઇલ પાછો હઠી ગયો. સુલતાન રણથંભોરથી ચારેક કોષ દુર છાવણી નાખી પડયો હતો તેને નુસરતખાંના મરણની વાતની જાણ થતાં કોપ જવાળા પગથી શીખા સુધી લાગી રહી જેથી પોતે ખુદ રણભૂમિમાં લડવા તૈયાર થયો અને સકળ સેનાનો નાયક બની રણથંભોર નજીક આવી બળાત્કારે સેનાના સીપાઇઓને કીલ્લા ઉપર ચડવા હુકમ આપ્યો; પરંતુ તે કાર્ય કરાવવાથી રાજપૂતોનો માર શાહી ફોજને ખમવો પડયો અને એવો તો યવન સેના ઉપર જોસભર દાબ બેસાડયો કે મુસલમાન સીપાઇઓ ઉપરના મારથી અસંખ્ય ખાઇમાં પડી મરણ પામ્યા અને કેટલાએક તીર, ગોળી અને ગરમ તેલથી ભસ્મીભૂત થયા જેથી અલાઉદીને લાચારીથી શ્વેત પતાકા ચડાવી એક દુત સાથે કહેવરાવ્યું કે હું આપની વીરતાને જોઇ આશ્ચર્ય થઇ પ્રસન્ન થયો છું માટે યુદ્ધ બે દીવસ બંધ કરવા મારો વીચાર છે. શત્રુની આ યાચનાનો હમીરદેવે સ્વીકાર કરી બે દીવસ યુદ્ધ બંધ કર્યું.

ચોથે દીવસે રણ યજ્ઞ પાછો શરૂ થયો તેમાં વીર રાજપૂતોએ એવી તો અગ્નિ સરીખી તલવાર ચલાવી કે બે દીવસમાં નેવું હજાર મુસલમાનોને ધુળ ચાટતાં કરી રણ યજ્ઞમાં તેઓના પ્રાણની આહુતી આપી. આવો ભયંકર સમય આવેલો જોઇ સુલતાને નીરાશ થઇ ફરી શ્વેત પતાકા ચડાવી થોડા દીવસને માટે લડાઇ બંધ રાખવા કહેવરાવ્યું.

આવી રીતે ત્રણ ત્રણ વાર નીરાશ થવાથી અલાઉદીન ખાન પાન અને વિરામ લેવાનું પણ ભૂલી ગયો તે વખતે વજીરે આવી સવાલ કર્યો કે "બાદશાહ સલામત તબીયતના શા હાલ છે? ત્યારે અલાઉદીને જવાબ આપ્યો કે "બેહાલ છે-દીલમાં બેહદ મશાલ છે! એમ" કહી કપાળે હાથ મારી કહ્યું કે?

सिक्के बयठे थे मेरे हर शहर हर अंबाहमे।
जलजला था नामसें मेरे जमीनो कोहमें ॥

भागतेथे मर्दे मयदां ठोकरे खाते हुवे ।
शेर मेरे साम्हने आतेथे थरराने हुवे ॥
लेकीन इस कीसमतसें सारा वलवला जाता रहा ।
अयसी जील्लत द्रीकें जींनेका मजा जाता रहा ॥

આજ વખતે રણથંભોરના કીલ્લાની બુરંજ ઉપર ચૌહાણ મહારાજા સભા ભરી રાધાદેવી નામની વારાંગનાનો. નાચ ગાન સાંભળતા હતા. નીચે અલાઉદીન છાવણીમાંથી આ ઉત્સવ જોઈ બળવા લાગ્યો અને પોતાની સેનાના નાયકોને કહેવા લાગ્યો કે મારા અફસોસના વખતમાં શત્રુઓને આનંદ આપનાર આ કંથનીને કોઇ બાણાવલી બાણવતી સુક્ષમ શીક્ષા આપે એવો બહાદુર વીર ઝંધ છે.

તે વખતે મીર ગબરૂ કે જે મીર મંગોલનો ભાઇ શાહની સેનાનો અધ્યક્ષ હતો તેણે શાહની સલામ ભરી પોતાના ધનુષ્યની પ્રત્યંચા ચડાવી એવી દક્ષતાથી બાણ છોડયું કે તુરત તે બાણ નૃત્ય કરનારી રાધાદેવીના પગમાં લાગવાથી લોહીની ધારા વહેવા લાગી. સભામાં સૌ વિચારમાં પડયા કે શાહીફોજની અંદર આવો કોણ બાણાવળી હશે આવો પ્રશ્ન થતાં.મીર મંગોલે કહ્યું કે " અન્નદાતા? એ બાણ મારા જેષ્ટ ભ્રાતા ગબરૂનું મારેલું છે તેના શીવાય શાહની ફોજમાં બીજો કોઇ પણ બાણાવલી યોદ્ધા નથી" શ્રીમાન હવે મારી બાણવિદ્યાનું પરાક્રમ અવલોકન કરવા હુકમ આપો શ્રીજી હજુરની આજ્ઞા હોય તો અલાઉદીનને અત્યારેજ એક બાણ વતી યમદ્વાર અહીં બેઠાં પહોંચાડી આપું.

હમીરદેવે કહ્યું કે નહિં એક વેષ્યાના બદલામાં સાર્વભોમ પતિનો નાશ કરવો એમાં અમારી અપકીર્તિ છે, અને એમ કરવાથી અમારા ક્ષત્રિયવંશને કલંક લાગે છે. માટે તમો એ અભિમાની ક્રુર સુલતાનનો તાજ ઉડાવી તમારૂં પરાક્રમ દરશાવો એટલે બસ.

યવન વીર મીર મંગોલે તુરત ધનુષ્યનો ટંકાર કરી એકજ ઘા વતી શાહનો તાજ ઉડાવી દીધો કે તુરત શાહ ડરી તંબુમાં નાસી ગયો અને લશકરને ત્રણ માઇલ દુર લઇ જઇ છાવણી કરી રહ્યો.

કેટલાક દીવસ બાદ એક લાકડાનો પુલ બનાવી સુરંગ ખોદાવી કીલ્લામાં પ્રવેશ કરવા માટે યોજના શરૂ કરી તે વાતની છુપી રાજપૂત પોલીસને જાણ થતાં રાત્રે કીલ્લા ઉપર તેલ ઉકાળી નીચે દુશ્મનો નાશી જંવા ન પામે એટલા માટે એકસો રાજપૂત સીપાઇઓને મોકલી રાત્રે

પુલ તોડાવી નાખ્યો; યવનો સુરંગમાંથી નાસવા લાગ્યા પરંતુ ઉપરથી ગરમ તેલ અને નીચેથી રાજપૂતોના સહસ્ત્ર પ્રહારથી માર્યા ગયા.

યવનો રચેલા પ્રપંચમાં નીષ્ફળ જવાથી ફરી સલાહ કરવાના બ્હાનાથી હમીરદેવ ઉપર કાગળ લખી રતિપાલને બોલાવ્યો. ભોળા હમીરદેવે રતિચંદ્ર ચૌહાણ સેનાપતિને શાહની સમક્ષ મોકલ્યો. શાહે રતિચંદ્રને પોતાના પક્ષમાં લેઈ રાજ્ય આપવાની મોટી લાલચ આપી કપટથી હમીરદેવનો નાશ કરાવવા ઉતમ સરપાવ આપી પાછો રવાના કર્યો.

રતિપાલે રણથંભોરમાં આવી રણમલજી નામના દરવાનં દરોગા સરદારને ઉશ્કેરી બદલાવ્યો—અને તેને શાહના સમક્ષ રવાના કરી દીધો. તથા', जौरा भौरा "નામના ખજાનામાં ચામડાં પથરાવી રાજાને કહ્યું કે હવે ખજાનામાં દ્રવ્ય નથી; અને સુલતાનની એવી માગણી છે કે હમીરદેવ પોતાની કુંવરીનાં લગ્ન મારા સાથે કરે એટલે હું દીલ્લિ ચાલ્યો જવું. હમીરે રતિપાલના મુખથી આ વાત સાંભળી કાંઇ પણ જવાબ આપ્યા શીવાય જનાનામાં ચાલ્યો ગયો.

બીજે દીવસ એક શાહી લશકરનો ગુપ્ત અનુચર રણથંભોરમાં પકડાયો અને તેને કીલ્લેદારે સભામાં હાજર કરતાં તેના પાસેથી રતિપાલ ઉપરનો શાહનો ખાનગી પત્ર મળ્યો. તે પત્ર વાંચતાની સાથે દેશદ્રોહી રતિ પાલની કપટની કુટીલ જાળ [પ્રસિદ્ધ થઇ કે તુરત રતિપાલને કેદ કરવા હમીરની આજ્ઞાથી સીપાયો દોડયા તે વાતની જાણ રતિપાલને થઇ જતાં ઘરની દીવાલ ઠેકી ત્વરાથી શાહની છાવણીમાં નાશી ગયો.

ઉપરની વાત રતિપાલની સ્ત્રીને મરહઠી બેગમ દ્વારે સાંભળવામાં આવી ત્યારે તે આર્ય વીરાંગના ક્ષત્રિય કુલ વિભુષણ વસુમતિને બહુજ માઠું લાગ્યું અને કહેવા લાગી કે " બ્હેન આજેજ હું વિધવા થઈ ચુકી કેમકે જો મારા સ્વામી રણભૂમિમાં શત્રુઓની સામે લડતા મરાયા હોત તો હું એક દેશ ભક્ત રાજપૂતની વિધવા ઓરત કહેવાત તેમાં પણ મારું ગૌરવ સમજત ! પરંતુ આતો એક રાજદ્રોહ, બીજો દેશદ્રોહી કલંકી પતિની હું સ્ત્રી ઠરી; હે બ્હેન ? જયાં સુધી આ પૃથ્વી ઉપર જગત નીમાયલું છે ત્યાં સુધી દરેક લોક મારા દુષ્ટ દેશદ્રોહી પતિને ધીકારશે " એમ કહી મુર્છા ખાઇ ઢળી પડી.

મરહઠી બેગમ ગયા બાદ આ દૈવી વીરાંગના પોતાની ભવ્ય ભ્રકુટી ચડાવી કંપવા લાગી અને શૌર્યના આવેશમાં રાજ્યનાં લોભથી વશ થયેલા યવનના આશ્રયનો સ્વીકાર કરનાર ઘાતકી પતિનો વધ કરવા અને આ

પૃથ્વીમાં દેશભક્ત દારાનું નામ અમર કરવા રાત્રીને વખતે ગુપ્ત રસ્તેથી હીમતી રાજપૂતાણી કીલ્લાની બહાર નીકળી વાનેશ્વરની છાવણીમાં ગઈ અને જે તંબુમાં દેશદ્રોહી ક્ષત્રિ કુલા અંગારે ભોજદેવ તથા રતિપાલ ભરનિદ્રામાં સુતા હતા ત્યાં આવીને પોતાના પતિને પલંગ ઉપરથી નીચે પટકી અસંખ્ય બોધ અને નીતિના વાકયથી ધીકાર આપી કંપવા લાગી અને વીકરાળ સ્વરૂપ ધારણ કરેલી વિરાંગનાએ તુરત તમંચાથી પોતાના પતિનો પ્રાણ લીધો.

તમંચાનો અવાજ થતાં ભોજદેવ ચમકી ઉઠયો અને તુરત વસુમતિને પકડવા માટે તલવાર લઇ સામો ધસ્યો કે તુરત ક્ષત્રિયઓને કલંકિત કરનાર દેશ દ્રોહીને એકજ કટારના ઘાથી ધુળ ચાટતો કરી તલવારથી બંનેના શીર ઉતારી લીધાં.

પોતાની માતૃભૂમિને માટે અને પોતાના લલાટમાં સદાને માટે મેશનો કાળો ડાઘ લાગવાના કારણથી બનેના શીર ઉચકી ત્વરાથી રણુથંભોરના કીલ્લામાં આવી રાજ સભામાં મહારાજાની સમક્ષ કહેવા લાગી કે મેં મારા પતિની હત્યા કરી એ એક મહા ભયંકર પાતક કર્યું છે. પતિ હત્યા કરીને હું દૈવત વિહીન અને ગતિ હીન થઇ છું પણ એ સર્વ મેં શા માટે કર્યું છે કે માત્ર દેશહિત અને રાજાના શ્રેયનેજ માટે અને દેશબંધુઓના કલ્યાણ માટે તથા જન્મ ભૂમિની પ્રતિષ્ટા જાળવવા માટેજ મેં આ સાહસ કર્મ કર્યું છે કેમકે યવનોને હાથ આપણી માતૃભૂમિ સપડાય તો જનની જન્મ ભૂમિની દુર્દશા ? કુલ કામિનીઓના પ્રાતિવૃત્ય ભંગ થાયએ અપ્રતિષ્ટા, તથા પવિત્ર આર્ય ધર્મનો ધ્વંશ, તદ્ ઉપરાંત મારા પતિ રણુથંભોરના રાજા થાય અને હું તે કુળ ઘાતક દેશ દ્રોહિની પત્ની ગણાવું અને મારે વીર રાજપૂતાણીઓની સમક્ષ નીચું જોવાનો વખત આવે, તથા મારા વંશજોને સદાને માટે કલંક બેસે તે ક્ષત્રિય ધર્મને મહા નીચું જોયા જેવું થાય ધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કે જો પતિ, ભાઇ, ભગની, અને માતા કે પીતા જે કોઈ દેશ દ્રોહી થાય તેનો ત્વરાથી વધ કરવો તેમાં યત્કીંચિત પણ દોષ નથી એમ ધારી મેં આ કર્મ કર્યું છે તો કૃપા કરી હવે ત્વરાથી મારી આ ક્ષણ ભંગુર દેહથી મારા જીવાત્માને પ્રયાણ કરવા અને મારા પતિને સ્વર્ગમાં ભેટવા આજ્ઞા આપો.

હમીર દેવે સતિને નમસ્કાર કરી કહ્યું કે હે દેવી દીવ્ય તેજસ્વીની પુત્રિ અને અમો સર્વેની જનની તમારા આ ઉપદેશનું સર્વ ક્ષત્રિ સંતાનોના

મનમાં શુભ પરિણામ પ્રવેશ કરો, માતા તમારા જેવી દેશ હિતૈષણી દુહિતાને જન્મ આપ્યે, એથી આ ભરત ભૂમિને પણ હજારો વાર ધન્ય વાદ છે એમ કહી ચીતા ખડકાવી તેની અંદર પોતાના પતિના શીરને ખોળામાં લેઈ આર્ય કુળ શીરોમણી સતીએ પોતાંના બને હાથ ચોળી તેમાંથી અગ્નિ પ્રદીપ્ત કરી બળી ભસ્મીભૂત થઇ ધન્ય છે આવી દેશ હિતૈષણી આર્ય રાજપૂતાણીને કે જેણે પોતાના દેશના હિત માટે સદાને માટે ઇતિહાસોમાં પોતાના ગૌરવ સહિત નામ અમર કર્યું.

સતિની વીધી યુક્ત ક્રીયા કર્યા બાદ હમીરદેવે દીર્ઘ દૃષ્ટિથી વીચાર કરી પોતાના કુંવર રતનદેવ ( રામદેવ ) ને ચતરંગજી નામના ચૌહાણ સરદાર સાથે ચીતોડ રવાના કર્યાં ત્યાર બાદ તમામ યોદ્ધાઓને એકઠા કરી કહ્યું કે મારા રણશૂર યોદ્ધાઓ ! હવે ધર્મની રક્ષા માટે યવનોના પ્રાણ લેવા અથવા આપણા પ્રાણ દેવાનો મેં નીશ્ચય કર્યો છે માટે જેમને જીવન પ્રિય હોય તે સુખેથી અહીંજ રહો અને જેમને જીવનની, સમૃદ્ધિની અને બાલ બચાંઓની પણ દરકાર ન હોય તે મારા સાથે રણભૂમીમાં સહસ્ર ધારણ કરી કેશરીઆં વસ્ત્ર પહેરી તૈયાર થાઓ !

રાજાનાં આવાં વચનો સાંભળી સર્વ સભાની મનોભાવના જાણી મીર મંગોલે ઉભા થઇ શીર નમાવી કહ્યું કે ! હે ચૌહાણ કુલ મંડન પરમ શૂર રાજન ! એવો કયો કુલા અંગાર પુરૂષ હશે કે પોતાના શીર છત્રને છોડી ઘરની અંદર બેસી રહેશે; આ દુનિઆમાં દેવ, દાનવ અને મનુષ્ય કોઇનું જીવન સ્થીર નથી એક દીવસ સર્વને મરવાનું તો છેજ કેમકે

“ जिंदगी मिस्ले शजर हय जो हरा हय कुच्छ बरस,
गिर पडेगा करके आखीर कयों के आश हय नफस;
ये सरे नापाक कया हय? एक हठीका कफस,
आ फसा हय इस्मे दो दिनके लिये मुर्गे हवस;
मौतका सैयाद जब आयगा शौके जब्रमें,
चिडीयां उड जायेगी पिंजरा फेंक देगा कब्रमें. ”

વળી નમ્રતા અને હીંમતથી કહ્યું કે !

हमीर के लिये तो मेरा ध्यान एक हय,
इमान एक हय मेरा सुब्हान एक हय:

હે કૃપાનિધાન અમો અમારા આપ અનદાતા માટે અને અમારી પ્રતિષ્ટા માટે તથા અમારી ખાંનદાનની ફરજ અદા કરવા માટે લડશું, મરશું અને મારશું એવો ઉત્સાહથી સર્વેએ પૂકાર કરી હરહર મહાદેવની ધ્વની કરી ગગન ગજાવી મુકયું તે વખતે હમીરદેવ તુરત પોતાની માતાનો આર્શીવાદ લેવા રાજમહેલમાં ગયો ત્યારે માતાએ આશીરવાદ આપી કહ્યું કે।

तीरां उपर तीर सही, सेलां उपर सेलं,
खग्गां उपर खग्ग सही, रन सनमुख सुत खेल;
भुज मुख छाती सामुहें, धावां उपर धाव,
पलक न झंपै पूतकी, चढै चौगुनो चाव;
तिल तिल तन कटी कटी परे, तेगां मुक्ख भुवन,
दीन्ही तोंही असिसमें, नारी गीत गुवन;
जो जूझै तो अति भलौ, जो जीते तो राज,
देती पूकारें मैं सबै, मंगल गाओ आज;

ઉપર પ્રમાણે માતાનો આશીરવાદ સાંભળી હમીરદેવના મુખમાંથી એવાં વાકય નીકળ્યાં કે—

भडशीर कपाइ पडे तदपी, जीवतां जीवन चुके नहीं ।
मरी जाय भूख्यो सिंह पण, कदी त्रण तरफ थुंके नहीं ॥
चहाये प्रभु आवे चूकावा, यदपी हमीर चूके नहीं ।
बळी जाय सींदरी तोपण, नीज बळ कदी मूके नहीं ॥

એમ કહી હમીરે પોતાના હાથમાં જળ લેઇ પ્રતિજ્ઞા કરી કહ્યું કે—

उदय अर्क पश्चीमे थाये, धरा न झीले भार ।
समुद्र मर्यादा छोडी दे, वरसे अग्नी ज्वाळ ॥
तोपण नीज प्रतिज्ञा, तजुं नहिं कदी माता.

ઉપર મુજબ પ્રતિજ્ઞા લેઇ હમીર રાજસભામાં આવ્યો તે વખતે તમામ યોદ્ધાઓ સજ થઇ રાજાની રાહ જોઇ બેઠા હતા. રાજાને આવતાંની સાથે નગારાં, નોબત, ઢોલ, રણતુરી, શંખ, શરણાઇ, શૃંગી, અને ડફ ઇત્યાદી વાજીંત્રોની ધ્વનીએ ગગનને ગજાવી મુકયું. કવિઓ પોતાની

વીર વાણીથી સીંધૂ રાગ ગાઇ યોદ્ધાઓને ઉત્સાહવા લાગ્યા. તે વખતે આકાશમાં અપ્સરાઓ યોદ્ધાઓને વરવા માટે તૈયાર થઇ વરમાળાઓ આરોપવા વૈમાનમાં બેસી જોઇ રહી હતી. આ સમય ક્ષત્રિય સેના રણ-થંભોરને નમસ્કાર કરી ચાલી તે વખતે જાણે રણભૂમિ તરફ પ્રયાણ કરતી જોઇને જાણે મહાસાગર પોતાની મર્યાદા મુકી ચાલ્યો હોય એવો ભાસ થવા લાગ્યો. સંક્ષેપમાં એટલુજ કહેવું પૂર્ણ થશે કે ।.

महि कंपै चंपै चरन, रवि रथ झंपै धूरी ।
चढयो राव हमीर इम; जुद्ध हरष भरिभूरी ॥

આ વખતે ઉતમ કવિઓ નીચેની કવિતા ગાઇ રણશૂર યોદ્ધાઓને શૌર્ય વધારતા હતા.

यद्पी हिमाचल शृंग, होय भूतलपैं आडे ।
यद्पी सूर शशी खसैं, धसैं जे नभमैं ठाडे ॥
यद्पी सिंघूइक बिंदू, होय सुखैं छन मांहीं ।
तद्पी छत्रिके पुत्र, तजे रणमैं असि नांहीं ॥
कै नाशैं रण माहीं, शत्रुके नाशैं जीवन ।
गाढे धर असि हाथ, करैं भुज ठाक यहिपन ॥
कबहुं प्राण भय करैं नाहिं, नहिं रणतैं भ्राजे ।
समरभूमि दै शीश, इश पुर जाय बीराजे ॥
जौंन मंत्र हम लह्यो, जौंन हम पायोदिच्छा ।
तौंन आज करि गौंन, युद्धमैं करे परिच्छा ॥
काटि यवनके मुंड, झुंडके झुंड लगावैं ।
कुंड रुधीरको पूरी, हरखी घरको फिर आवैं ॥
लगे मातुको चरन, होय जीयमैं तब धीरा ।
ज्यौं लौं हनेन शत्रु, होय चित नीपट अधीरा ॥
बिदित सकल संसार, वीर माताके जाये ।
रखैं देशको मान, आपनो प्राण गँवाये ॥
जन्मभूमिके हेतु, सेतु [illegible] टूटे ।

ते कच्छु चिंता नाहिं, धर्मको पंथ न छूटे ॥
शत्रु पूकारे खेत, इतै धौंसा घहरांही ।
धिक छत्रिको पूत, रहैं जो घरके मांही– ॥

આ મહાયુદ્ધમાં મ્હારાજા હમીરદેવે અસંખ્ય યવનોનો ઘાણુ વાળ્યો; બીજે દીવસે મીર મંગોલે હમીરદેવનો જય જયકાર કરી ખુરાશાનખાંનને રણભૂમિમાં માર્યો; ત્રીજે દીવસે સુલ્તાન તરફથી મીર ગબરૂ સેનાપતિ નીમાયો ત્યારે બંને ભાઇનું યુદ્ધ થયું. આ બંને ભાઇના નીતિના યુદ્ધમાં ઉભય ભાઇ સ્વામિભક્તિ બજાવી રણભૂમિમાં કામ આવ્યા, તે વખતે સૈન્યમાં હાહાકાર થઇ ગયો મીર મંગોલની ભૂમિદાહ મહારાજા હમીરદેવે ખાસ પાસે આવી કરી ત્યારે સુલ્તાન ખુદ પાસે આવ્યો અને લડાઇ બંધ કરવા માટે હમીરને રૂબરૂમાં અરજ કરી પરંતુ તે કપટી રાજ્યલોભીના વાકયનો સ્વીકાર હમીરદેવે કર્યો નહિં. અને લડાઇ ચાલુ રાખી.

બીજે દીવસે મેવાડ તરફથી ભાનુમલ્લ નામનો ભીલ્લ રાજા પોતાના ૧૨૦૦ ભીલોને લેઇ હમીરદેવ માટે રણભૂમિમાં લડવા હાજર થયો. ભાનુમલ્લ અને મીર સીકંદરનું મહા યુદ્ધ ચાલ્યું તેમાં ઉભય વીરો એકબીજાના સહસ્ત્ર પ્રહારથી કામ આવ્યા. ભાનુમલ્લને પડતો જોઇને હમીરદેવે પોતાનો હાથી શત્રુની સેના સામે હાંકયો તે વખતે મુસલમાનો હારેલા થાકેલા હમીરથી ભયભીત થયેલા નાસવા લાગ્યા. જેથી સુલ્તાને તેઓને ઉશ્કેરી પાછા વાળ્યા. આ વખતે મહાયુદ્ધ મચ્યું તેમાં ૩૦૦ હાથી સવા લક્ષ ઘોડા ૭૦૦ નીશાનવાળાઓ અને અસંખ્ય મુસલમાનો માંર્યા ગયા તેમાં મુખ્ય સુલ્તાનના સેનાપતિ સિકંદરખાંન, શેરખાંન, મહેરખાંન, મહોબતખાંન, મુજફ્ફરખાંન, નુરખાંન અને નીઝામખાંન જેવા બહાદૂર રણશૂરોને હમીરદેવે રણભૂમિમાં ધૂળ ચાટતા કરી દીધા અને સીધો હાથી સુલ્તાનના તરફ હાંકી એક દૂત સાથે કહેવરાવ્યું કે "હવે નર હત્યાકાંડના કરાવનાર હિંદુદ્વેષી હીચકારા અહીંજ ઉભો રહેજે" એમ કહી પોતાના રાજપૂત વીરોને કહેવા લાગ્યો કે મારા વીર ક્ષત્રિ રણયોદ્ધાઓ શું જુઓ છો આવો આજે મરવું યા મારવું એ મારો નિશ્ચય છે એમ કહી હાથી હંકાર્યો કે તુરત હર હર મહાદેવનો પૂકાર કરી મુસલમાનોને ઘાસની કાપણી કરે તેમ રાજપૂતો કાપણી કરતા આગળ વધવા લાગ્યા. હમીરની સેનાએ શાહના હાથીને ઘેરી લીધો એટલામાં ખુદ હમીરદેવ પણ આવી પહોંચ્યો અને કહ્યું કે કેમ રે દિલ્લીના નાલાયક શાહ લે મારી પુત્રિ સાથે

તારાં ક્ષમ કરૂં છું; આ વખતે અલ્લાઉદ્દીન કંપવા લાગ્યો, હાથમાંથી તલવાર નીચે પડી ગઈ અને દીન વાણીથી કહેવા લાગ્યો કે હે ક્ષત્રિકુળ વિભુષણ એક વચની મહારાજા હું અત્યારે આપના શરણે છું; હું તમારી ગાય છું, તો મારા અપરાધની ક્ષમા કરો ! માફ કરો ! અને મને જીવતદાન આપો !

આ વખતે દયાળુ હમીરદેવે કહ્યું કે અમારા વડીલ મહારાજા પૃથિરાજે સાત વખત શાહબુદ્દિનને ક્ષમા કરી છતાં શાંહબુદ્દિને દગાથી તેમને માર્યા માટે તમો દગાબાજ છો પણ હું મારો ક્ષત્રિધર્મ બજાવી તમોને જીવતાં જવા આપું છું એમ કહી તેમના ઉપર તલવાર ચલાવતા રાજપૂતોને અટકાવી તેમને દિલ્લી તરફ જવા આજ્ઞા આપી કે તુરત સુલ્તાન ભયથી કંપતો કાળે મુખે કુચ કરી દિલ્લી તરફ રવાના થઇ ગયો.

હમીરદેવ પણ ગાજતે વાજતે બાદશાહી છીનવી લીધેલાં નીશાનો લેઇ રણુથંભોર તરફ રવાના થયો. યવનોનાં નીશાન ઝુંડા ઇત્યાદી દૂરથી આવતા જોઇ રણુથંભોરના કીલ્લામાં હાહાકાર મચી રહ્યો અને સર્વના મનમાં એમ થયું કે મહારાજા હમીરદેવ જરૂર રણભૂમિમાં કામ આવ્યા. આથી રાજમાતા, રાણી ભાનુમતિ, જનાનાની તમામ રાણીઓ તથા કુંવરી ચંદ્રાવતી× ઇત્યાદી ઓમંડલે ચીતા ખડકાવી તેની અંદર હજારો રાજપૂતાણીઓ સહિત બળી ભસ્મીભૂત થયાં. આ વાત સારા રણુથંભોરમાં પ્રસિદ્ધ થતાં કુળાભિમાની હિંદુ આર્ય બાળાઓ પોતાના પાતિવ્રત્યનો ભંગ ન થાય એટલા માટે કોઇએ આપઘાત કર્યો કોઇ વાવ કુવામાં પડી મરણ પામી, અને કોઇએ શીર પટકી કોઇએ સહસ્રથી પ્રાણ ત્યાગ કર્યો. મરહઠી બેગમે પણ તે વખતેજ અગ્નિમાં પ્રવેશ કર્યો. આવી રીતે ૧૦૦૦૦ દસ હજાર ભારત વીરાંગનાઓએ પોતાના ધર્મના માટે પ્રાણની આહુતી આપી સ્વર્ગમાં પ્રયાણકર્યું. અહા ! વીધીની કેવી અજબ કૃતિ છે કે જે કીલ્લામાં સિંહણો તુલ્ય ભારત વીરાંગનાઓ વસતી હતી તે કીલ્લો આજે

---

× જયારે હમીરદેવ રણભૂમિમાં લડવા માટે જતો હતો ત્યારે પોતાની માતા, સ્ત્રી તથા પોતાની પુત્રિ ચંદ્રાવતી ( આનું હમીર રાસામાં દેવલદેવી નામ આપેલું છે ) ઇત્યાદીને કહેતો ગયો હતો કે જયારે રણુથંભોર ઉપર યવનોના નીશાન ઇત્યાદી ચીન્હ આવતાં જોવામાં આવે ત્યારે તમો તમારી ઇચ્છા મુજબ મારો નાશ થયો સમજી વરતશો. આ વાકય વિજય થવાથી હમીર હર્ષના આવેશમાં ભૂલી ગયો અને યવનનાં નીશાન સહીત રણુથંભોર તરફ રવાના થયો તેનું આ પરિણામ આવ્યું હતું.

સ્મશાનવત્ નિર્જન બની ગયો. " विधी रहो बाल वानोति मेमति " આ જોહારમાં દસ હજાર હિંદુ ઓઓએ પ્રાણુની આહુતિ આપી કહ્યું છે કે ?

गावत गुन आगम नीगम; निशदीन लहत न अंत ।
तीन काल जुग चारमें, हे भावी बलवंत ॥

જ્યારે વિજય પ્રાપ્ત કરી હમીરદેવે કીલ્લામાં પ્રવેશ કર્યો ત્યારે કીલ્લો શુન્ય જોઇ આશ્ચર્ય પામ્યો અને અહિંના બનેલા બનાવથી માહેદ-ગાર થઇ ઘણો દીલગીર થયો. પોતાના તથા રણુવીર રાજપૂતોનાં સહ-કુટંબ કબીલાનો નાશ થયો જાણી આ અસાર સંસાર ઉપરથી તેનું મન ઉઠી ગયું અને બોલી ઉઠયો કે ?

जेना कारणथी थयों, नष्ट सकल परिवार ।
तेने क्षण पण जीववुं, उचित न भव मोजार ॥

ઉપરના વાકયને અનુસરી હમીરેશ્વર મહાદેવનાં મંદીરમાં જઇ ગંગા-જળથી સ્નાન કરી કમળપુજા કરી વિ. સં. ૧૩૫૮ માં સ્વર્ગમાં પ્રયાણુ કર્યું. અહા ! વિધીની કેવી અદ્ભૂત ગતિ છે એક કવિએ કહ્યું છે કે !

दातासो दीलीप मानधातासों महीप गये ।
जाके गुण अजहुलों द्विप द्विप छाये हैं ॥
बलि एसो बलवान् को भयो जहान बीच ।
रावण समान को प्रतापी जग जाये हे ॥
बानकी कलानमें सुजान द्रोण पारथसैं ।
जाके गुळ दीनदयाल भारतमें गाये हैं ॥
कैसे कैसे सुर रचे चातुरी बिरंची जूने ।
फेर चकचूर कर धूरमें मिलाये हैं ॥

આ વિષય હમીર રાસામાં બહુ સારી રીતે વર્ણવેલો છે.

जीवत अरि दल दल मल्यो, मरि लीनो हरिधाम ।
धन हमीर छीति छत्रपति, अमर तिहारो नाम ॥

અલાઉદીન દિલ્હી ન પહોંચ્યો તે દરમીયાન હમીરદેવના દેહાંતની

વાત તેના સાંભળવામાં આવી જેથી અફસોસ કરતો સુલ્તાન રણથંભોર આવ્યો અને જ્યાં હમીરને અગ્નીસંસ્કાર કરેલો હતો ત્યાં આવી આચાર્ય વીર ક્ષત્રિની પ્રશંસા કરી રડવા લાગ્યો અને તેની સ્મશાન ભૂમિમાંથી વિભૂતિ લેઇ પોતાને શરીરે ચોળી હમીરદેવને ધન્યવાદ આપી

आयेथे गुलके बास्ते बस खार ले चले ।
हिजरांका मरहठीके यह आजार ले चले ॥
दीलकी जोथी हविस वोन निकली हजार हैफ ।
गो जेवरो जवाहर बेशुमार ले चले ॥
इस हेंच जींदगीके लीये हाय ! हमने कीया क्या ।
जखमी बनाके लाखोंको नाचार ले चले ॥
बस चार गज कफनके सीवा गंजे दहरसें ।
हम राह अपने कुच्छभी नजरदार ले चले ॥
बसले मरहठीकी दीलमें निहायतथी आरजु ।
बदले खुशीके हसरत दीदार ले चले ॥
हसरत पूकारती है यह कुस्तौंपें फौजके ।
रनथंभोरकी बहार यह सरदार ले चले ॥
कीस जींदगीपें यह शहर वीराना कर दीया ।
अफसोस ! बाज कत्लका अलोर ले चले ॥

કહેવા લાગ્યો કે !

અલાઉદીન અફસોસ કરતો રણથંભોર ઉપર કીલેદાર મુકી દીલ્હી ગયો.



# प्रकरण ४ चोथुं.

## " चांपानेरना चौहुआन "

**रामदेव**--( નં. ૨૮ નો પુત્ર ) આ રાજા રતનસિંહ* જેનું ઉપનામ પાલણસિંહ ભાટ લોકોના કાવ્ય ગ્રંથમાં જોવામાં આવે છે. રણથં-ભોરમાં રામદેવના પીતા હમીરદેવે કમળપુજા લીધા પછી ચીતો-ડથી ગઢ ગાગરોન ગમદેવ આવ્યો અને ત્યાંથી કેટલાએક પોતાનાં ભાયાતોને સાથે લેઇ ગુજરાતમાં સંવત ૧૩૫૮ અથવા ૫૯ માં પાવાગઢની આસપાસનો અલ્પ પ્રદેશ કબજે કરી રહ્યા.

**चाचंगदेव**--( નં. ૩૯ નો પુત્ર. )

**चर्चींगदेव**--( નં. ૪૦ નો પુત્ર )

**सोमदेव**--( નં. ૪૧ નો પુત્ર. ) આને સાનંગદેવ પણ કહેતા હતા.

**पाल्हणदेव**--( નં. ૪૩ નો પુત્ર ) એણે તુંવર રાજાને રણભૂમિમાં હરાવી ચાંપાનેરનું + પ્રખ્યાત રાજ્ય સં. ૧૪૦૫ માં સ્વાધીન કર્યું અને પાવાગઢ ઉપર કીલ્લો બંધાવવાનું કામ શરૂ કર્યું, તથા પોતાની કુળદેવી મહાકાળીનાં મંદીરનો જીર્ણોદ્ધાર કર્યો હતો.

**जीतकरण**--( નં ૪૪ નો પુત્ર ) આનું ઉપનામ જૈત્રકરણ હતું.

**कं. रावल**--( નં. ૪૫ નો પુત્ર ) આ રાજાએ આસપાસના કેટલાક

---

* મીરાતે સીકંદરી તથા રાસમાલા પ્રથમ ભાગ પૃષ્ટ ૬૩૦ માં લખ્યું છે કે રામદેવ જેનું ઉપનામ પાલહણ દેવ હતું તે રણથંભોરના રાજા હમીરદેવના કુંવરે ચાંપાનેરની આસપાસનો મુલક કબજે કર્યો અને પવનગઢના પાવૈચાખીચી કહેવાયા. આ જગોએ અમે ખાત્રી પૂર્વક કહીએ છીએ કે આ વંશ ખાસ પૃથ્વિરાજના વંશમાં પાટવી છે.

+ ચાંપાનેરનો પ્રાચિન કીલ્લો વનરાજના પ્રધાન ચંપાએ બનાવ્યો હતો. બાદ તુંવરોએ કેટલીએક પહેડી ત્યાં રાજ્ય કર્યું તેઓને પાલણદેવ-જીએ હાંકી કહાડી ચૌહાણ વંશનું રાજ્ય સ્થાપ્યું. એ તુંવરના વંશજો જમના નદી ઓળંગી પૂર્વમાં વસ્યા ત્યારથી જનવાર રજપૂત કહેવરા-વવા લાગ્યા તેઓનું આજકાલ પૂર્વમાં બલરામપુર રાજ્ય છે તે ખાસ ચાંપાનેરના તુંવર રાજાઓના ખાનદાનના છે.

રાજાઓને પોતાના ખંડીઆ બનાવી પોતાની "રાવ" પદવીને બદલે 'રાવલ' પદવી ધારણ કરી.

**वीरधवल**--( નં. ૪૬ નો પુત્ર )

**शावराज**--( નં. ૪૭ નો પુત્ર ) આનું ઉપનામ શીવરાજ હતું.

**राघवदेव**--( નં. ૪૮ નો પુત્ર. )

**त्र्यंबकभूप**--( નં. ૪૯ નો પુત્ર ) આનું ઉપનામ ત્ર્યંબકરાવ હતું. એણે ગુજરાતના સુલ્તાન અહમદશાહની સાથે હી. સ. ૮૨૧ ઇ. સ. ૧૪૧૮ ના જીલકદ મહીનાની પહેલી તારીખે ચાંપાનેર ઉપર ચડાઇ કરી પરંતુ રજપૂતોએ એવા તો યવનોને હાથ બતાવ્યા કે ફરી સુલ્તાનને પીઠ મ્હોડે પાછું ફરવાની ફરજ પડી. સુલતાન મંડુગઢ તરફ ગયો અને ત્યાંથી વળતાં ચાંપાનેરને જોઇ બળવા લાગ્યો તથા ક્રોધના આવેશમાં આવી લશ્કરને હુકમ આપ્યો કે આ કીલ્લો અને શહેર તારાજ કરો. જેથી શાહી લશ્કરે કીલ્લા ઉપર ચડાઇ કરી તે વખતે બહાદૂર ત્ર્યંબકરાવે અસંખ્ય મુસલમાનોને કાપી પાયમાલી કરી જેથી શાહ આ વેરનો બદલો પછીથી લેવાનું નિશ્ચય કરી રાજધાની તરફ ચરમીંદે ચ્હેરે ચાલ્યો ગયો.

હિ. સ. ૮૨૪ માં સુલતાને મોટા લશ્કરથી પોતાના શત્રુ ચૈહાણ રાજા ઉપર ચડાઇ કરી આ લડાઇ ચૌહાણ અને શાહ વચે ૧૩ મહીના સુધી કાયમ ચાલી. આખરમાં રજપૂત વીરોએ એવી તો તલવાર ચલાવી કે જેનો માર સુલ્તાનના લશ્કરથી સહન ન થઇ શક્યો. એક તરફથી ખુદ ચૌહાણ રાજાએ સુલતાનને ઘેરી ગભરાવી દીધો જેથી શાહ ખુદ રણભૂમિ છોડી મીર મહેશ્વરના કીલ્લામાં ભરાઇ ગયો. અને સુલતાનનું લશ્કર છીનભીન થઇ નાશી ગયું. હિ. સ. ૮૨૫ ના રબીઉલ અવલ માસમાં આ બનાવ બન્યો હતો.

**गंगदेव**--( નં. ૫૦ નો પુત્ર ) આનું ઉપનામ ગંગ રાજેશ્વર હતું.

આના પીતાએ ગુજરાત તથા લાટદેશના કેટલાએક રાજાને ખંડણી ભરતા કર્યા હતા. આ ગંગરાજેશ્વરના વખતમાં પાવાગઢના ચૌહાણ રાજ્યનો તેજસ્વી ઉદય થયો હતો. જે જોઇ અહમદાવાદના યવન સુલતાનો તથા દ્વેશ દ્રોહિ રાજાઓ બળી મરતા હતા. જેથી હિ. સ. ૮૫૫ ઇ. સ. ૧૪૪૧ માં સુલ્તાન મહમદશાહે ૧૦૦૦૦૦ એક લક્ષ ઘોડેસ્વાર ૨૦૦ હાથી અને કેટલુંએક લશ્કર લઇ પાવાગઢ ઉપર ચઢાઇ કરી ત્યારે ચૌહાણોએ ત્રણ મહીના સુધી મુસલમાનોને હરાવ્યા. આખીરમાં મુસલમાન સેનાપતિઓએ

કપટી વ્યુહ રચી રાજપુતોને ચોતરફથી ઘેરી લીધા, પરંતુ રણશૂર રાજપુતોએ બહાદુરીથી તલવાર ચલાવી એ વ્યુહનું છેદન. કરી કીલ્લા ઉપર ચાલ્યા ગયા. બાદ હમેશાં એક વરસ સુધી કાયમ કાપાકાપી ચાલી તેમાં અસંખ્ય મુસલમાનો માર્યા જવાથી તેમ માળવામાંથી ચૌહાંણ રાજાનો મીત્ર મંડુનો સુલ્તાન મહમૂદ ગંગદેવની કુમકે આવે છે એવું સાંભળી સુલતાન ચાંપાંનેરથી ઉપડી સાવલી પરગણાના કોટડાના કીલ્લા પાસે માળવાના સુલતાન સામે લડાઇ શરૂ કરી એટલામાં ગંગદેવને જાણ થતાં પાછળથી પોતાનું લશ્કર લઇ સુલતાનના લશ્કરમાં તીક્ષ્ણ આગ સરીખી તલવાર ચલાવી બંને તરફથી સુલતાન ઘેરાઇ ગયો, ગુજરાતના શાહનું લશ્કર છીનભીન્ન થઇ ગયું, સુલતાન ગભરાયો અને હાથી ઉપર બેસી નાસી જતો હતો એટલામાં ગંગદેવે પોતાના તીરથી શાહને ઘાયલ કર્યો પરંતુ સારા ભાગ્યે તેના સીપાઇઓ તેને ઉચકી નાશી ગયા. ?

સુલતાનને ગંગદેવના તીરનો ઝેરી જખમ લાગવાથી અહમદાબાદ જઇ હી. સ. ૮૫૫ ના મહોરમ માસની ૨૦ મી તારીખે મરણ પામ્યો. જે દીવસે સુલતાનની જીત મેળવી તેજ દીવસે ગંગદેવની રાણીને એક પ્રતાપી પુત્ર પ્રાપ્ત થયો પુત્રનું નામ જયદર્શક થવાના સબબથી પંડિતોએ તેનું જયદર્શક ( જયસિંહદેવ ) નામ આપ્યું.

મહમૂદશાહના દેહાંત પછી ગુજરાતની ગાદીએ કુતબુદ્દિન સુલતાનપદ ઉપર આવ્યો, તે વખતે માળવાના સુલતાન મહમૂદને બોલાવી ગંગદેવે અહમદાવાદ ઉપર ચડાઈ કરી પરંતુ મહમૂદ બીમાર પડી જવાથી પાછું ફરવું પડયું હતું.

ગંગદેવ ગુણગ્રાહી તથા વિદ્યાવિલાસી રાજા હતો તેણે પોતાના રાજ્યમાં એક મોટી સંસ્કૃત પાઠશાલાની સ્થાપના કરી હતી. આ પાઠશાળા હાલ પણ સીકસ્થ સ્થીતિમાં છે છતાં જોવાલાયક છે *તેણે વિદ્વાન પંડિતોને મોટી આજીવિકાઓ અર્પણ કરી પોતાના રાજ્યમાં રાખ્યા હતા. તેમાં સૌથી શ્રેષ્ટ જીવણરામ શર્મા હતા. ગંગદેવે પોતાના રાજ્યમાં બ્રાહ્મણ

---

*એ પાઠશાળા આજ પણ જીર્ણ સ્થિતિમાં એક મોટી ભવ્ય છે. અમો આ પાઠશાળા જોવા ગયા હતા તેની અંદરના દરેક પથ્થર ઉપર નીતિ તથા ધર્મ વિષયના શ્લોકો કોતરેલા છે; પરંતુ યવનોના પરિબલથી અને સુલતાન મહમૂદ બેગડાના કબજામાં ચાંપાનેર ગયું ત્યારે તે ઝનુનિ લોકોએ તે ઉપરના શ્લોકો તોડી નાખેલા છે.

ક્ષત્રિઓને સંસ્કૃત વિદ્યાભ્યાસ કરવા માટે ફરજ પાડી કાયદો જાહેર કર્યો હતો. આ વિદ્યાવિનોદી રાજા વિદ્વાનોની સભામાં કાયમ શાસ્ત્રાર્થ કરતો. હતો ધન્ય છે એવા દેશહૈતિષી રાજાને કે જેણે પોતાની સંસ્કૃત માતૃભાષાનું ગૌરવ વધારવા માટે કાનુન ( કાયદો ) બાંધેલો હતો.

**જયસિંહદેવ**—( નં–૫૧ નો પુત્ર ) ગુજરાતના લોકોએ આનું ઉપનામ પતાઇ રાવલ આપેલું છે તથા ફિરસ્તા પોતાની તવારિખમાં આ રાજાનું નામ બેનીરાય–અથવા ફટાઇ રાવલ લખે છે. આના વખતનો એક શિલાલેખ મળેલો છે+

ઈ. સ. ૧૪૭૧ માં પતાઇ રાવલે ઇડરના રાઠોડરાજા રાવભાણ ઉપર ચડાઇ કરી તે લડાઇમાં પતાઇજીના પુત્ર રાયસિંહ તથા લિંબાજી ઘાયલ થવાથી પતાઇ રાવલને પાછું ફરવું પડયું હતું.

પાતાઇ રાવલે ચાંપાનેરમાં નાટક વાળાઓને બોલાવી તે નાટકની અંદર વિદુષકને રાવભાણનો સ્વાંગ પહેરાવી રાવના કાળા કદરૂપા ચહેરા તથા કૃશ શરીરનો આબેહૂબ ચીતાર દર્શાવી તેની બીભત્સ કવિતાઓ સભામાં ગવરાવી સભાને હાસ્ય કરાવ્યું હતું.

ઉપરની વાતથી રાવભાણને ક્રોધ ચડયો તેથી ફેર ઇ. સ. ૧૪૭૨માં

---

+ગુજરાતમાં નાની ઉમરણ નામના ગામમાંથી એક શિલાલેખ ટૉડ સાહેબને મળેલો છે તેમાં લખે છે કે—

વિ. સં. ૧૫૨૬ ચૌહાણ વંશમાં પૃથિરાજ આદી પરાક્રમી રાજાઓ થયા તે પૃથિરાજના વંશમાં ચૌહાણ કુલતીલક મહારાજા હમીરદેવ થયા. હમીરદેવના પુત્ર રામદેવે ગુજરાતમાં આવી રાજ્ય સ્થાપ્યું તેના ચાચ્ચંગદેવ, તેના ચચીંગદેવ, તેના સોમદેવ, તેના પાલ્હણસિંહ, તેના જીતકરણ, તેના કંપુ-રાવલ, તેના વિરધમલ, તેના શીવરાજ,તેના રાઘવદેવ,તેના ત્ર્યંબકભૂપ તેના ગંગરાજેશ્વર, તેના મહારાજા ધીરાજશ્રી મહારાઉલ જયસિંહદેવ થયા,એ જયસિંહદેવના પુત્ર રાયસિંહ તથા લીંબાજીના વખતનો આ લેખ છે. હમીરનો દેહાંત અને જયસિંહદેવના વચમાં કેવળ ૧૬૭ વરસનો અંતર છે તેમાં તેર રાજાઓ થયાનું લખે છે. જેથી પ્રત્યેક રાજાનો સમય સૌતસ્ર હિસાબે લગભગ ૧૩ વર્ષ આવે છે.અત એવ ઉપયુક્ત હમીરનો પુત્ર રામદેવ ગુજરાતમાં ગયો હતો. એમ ભાટ તથા વહીવંચા અને બીજા ઇતિહાસો ઉપરથી પણ આ વાત સત્ય ઠરે છે.

ચડાઇ. થઇ આ વખતે રાવભાણુનો સાળો જાડેજો સારંગજી*પતાઇના પક્ષમાં જવાથી ભાણુને સીકસ્ત ખાઇ પાછું ફરવું પડયું.×

હિ. સ. ૮૨૭. ઇ. સ. ૧૪૮૨ંમાં સુલતાનના સાળા જાફરખાં તથા મલિક અસદે ગુજરાતમાં દુષ્કાળ હોવાના કારણુથી પાવાગઢના રાજ્યમાં લુંટ ચલાવી ગરીબ રૈયતને દુઃખ દેવા લાગ્યા. આ વાતની જાણુ પાવાગઢ થતાં પતાઇજીના કુંવર લીંબાજી તથા ભદ્રસિંહ નામના સેનાપતિએ ચડાઇ કરી યવન છાવણી લુટી; કેટલાએક ઘોડા હાથી ઇત્યાદી ચાંપાનેર લઇ ગયા. આ વાતની જાણુ સુલતાનને અહમ્મદાવાદ થતાં હિ. સ. ૮૮૫ (સં. ૧૫૪૧) માં મહમૂદબેગડાએ ચાંપાનેર સર કરવા ચડાઇ કરી. એ વાતની પતાઈજીને જાણુ થતાં રાયસિંહજીના બે પુત્ર પૃથ્વીરાજ તથા ડુંગરસીને લઇ લીંબાજી આલી ઉદેપુર મુકી પોતાના પીતાની આજ્ઞાથી પોતે મેવાડ તરફ ચાલ્યા ગયા.

પતાઇ રાવળ શૈર્યતાની સાથે બાદશાહનું આગમન સાંભળી પોતાનું લશ્કર લેઇ સુલ્તાનના પ્રદેશમાં આગ સરીખી તલવાર ચલાવવા લાગ્યો. જ્યારે બાદશાહનું અસંખ્ય લશ્કર તથા તોપો વિશેષ છે એવું ધારી પતાઇજીએ

---

*કચ્છના જામભીમજીના બીજા નં. ના કુંવરને નાગરેચાની જાગીરી મળી હતી. તે બારાચજીના નાના કુંવર નોંઘણુજી વિ. સં. ૧૪૫૫ માં હતા. એ નોંઘણુજીનો ત્રીજા નંબરનો કુંવર સારંગજી કે જેના બેહન માનબા ઇડરના રાવ ભાણુ સાથે પરણાવ્યાં હતાં ત્યાં, તે સારંગજી પોતાના ભાયાતથી રીસાઇ આવી રહ્યો હતો. જ્યારે ઇડરના રાવે પોતાની કુંવરીનાં લગ્ન મહમદ બેગડા સાથે સારંગજીની ના હતી છતાં કર્યાં જેથી આ રણુશૂર ક્ષત્રિ ઇડરથી રીસાઇ પતાઇરાવળ પાસે મોટું માન મેળવી રહ્યો હતો અને અંતે પતાઇરાવળના પક્ષમાં રહી સુલતાનના હાથથી માર્યો ગયો હતો. જેના વંશજો આજકાલ જાલીયા દેગામડા સોમેરા કારચ્છા ઇત્યાદી આઠ જાગીરોમાં મહીકાંઠામાં છે.

×રાસમાલા ભાગ પહેલાના પૃષ્ટ ૬૨૬ માં જે હકીકત ફાર્બસ સાહેબે લખી છે તે શંકાયુક્ત છે, કેમકે પતાઇરાવલ જેવા પરાક્રમી મોટા રાજાને કેદ કરી ઇડરના રાવે ૭ મહીના સુધી રાખ્યો અને પછી છોડી મુકયો, એ માનવા યોગ્ય નથી. ઇડરના ભાટ્ચારણોએ આ કપોલ કલ્પીત કથા પોતાના રાજાઓને ખુશી કરવા જોડી કહાડેલી હશે અને તે ફાર્બસ સાહેબને લખાવેલી જણાય છે.

પોતાના મંત્રીસૂરને વૃષ્ટી કરવા માટે શાહની પાસે મોકલ્યો. પરંતુ સુલ્તાનનો પ્રદેશ વેરાન કરી નાખ્યો હતો,અને સુલતાનને ભારે નુકશાન વેઠવું પડયું હતું; જેથી સુલ્તાને જવાબ આપ્યો કે હવે અમારા ને તમારા વચ્ચે તલવાર સીવાય સલાહ નહિં થઇ શકે, એવો જવાબ આપી સુલ્તાને લશ્કરને ઇ. સ. ૧૪૮૩ ના માર્ચની ૧૭ મી તારીખે. મહાકાલીના પહાડની તલાટીમાં આણ્યું.

જયસિંહદેવ પોતાના રાજપૂત લશ્કરથી સુલતાન સામે બહાદૂરીથી લડવા લાગ્યો; ઘણા દીવસ સુધી કાપાકાપી ચાલી અંતે રાજપૂતોએ મરવું યા મારવું એ વાત ઉપર આવી અંપૂર્વ જોરથી સુલતાનના લશ્કરમાં તલવાર ચલાવવા લાગ્યા. વીર રજપૂતોની તલવારનો માર સહન નહિં થઇ શકવાથી શાહી લશ્કર છીન્નભીન્ન થઇ તોબાં તોબાં કરતું નાસવા લાગ્યું અને સુલતાનથી પણ રાજપૂતોની તલવારના સપાટા સામે ક્ષણવાર પણ થોભી શકાણું નહિં. સુલતાન તથા તેનું લશ્કર રણભૂમિ છોડી નાસવા લાગ્યું. આર્ય વીર રાજપૂતોએ પણ શત્રુની પીઠ પકડી અસંખ્ય તુર્કોના શીર ધડથી જુદાં કર્યાં સુલ્તાને ભાગતાં ભાગતાં પાછું વાળી જોયું તો પોતાના લશ્કરની પાયમાલી કરતા રાજપૂતો પાછળ પડેલા જોઇ થોભ્યો અને પોતાના લશ્કરને ઉશ્કેરી દ્વંદ યુદ્ધ શરૂ કર્યું. રાજપૂતોનો થોડો સમુહ હોવાથી રાજપુતોને પાછું હડવું પડયું હતુ.

જયસિંહદેવે પોતાના વડીલોના વખતથી મીત્રતા રાખનાર માળવાના સુલતાન ગ્યાસઉદ્દીનને પત્ર લખી પોતાની કુમકે બોલાવ્યો; ગ્યાસઉદ્દીને પોતાની સભા એકઠી કરી જયસિંહદેવ કુમકે બોલાવે છે તે વાત જાહેર કરી, લશ્કર એકઠું કરી ચાંપાનેર આવવા તૈયારી કરતો હતો. આ વાતની જાણ ગુજરાતના શાહને થતાં ચાંપાનેરથી અર્ધું લશ્કર લેઇ મંડું ઉપર ચડાઇ કરી, તેમાં કેટલાએક કાજીઓએ ગ્યાસઉદ્દીનને એવી સલાહ આપી કે કાફીરોનું પક્ષ કરી ઇસલામ ભાઇ ઉપર ચડાઇ ન કરવી જોઇએ, જેથી ગ્યાસઉદ્દીને મહમૂદથી સુલેહ કરી ત્યારે મહમૂદશા પાછો ચાંપાનેર આવ્યો. પરંતુ પોતાની ફોજ લડાઇથી કંટાળી ગયેલી જોઇ તેઓને ઝનુન ઉત્પન્ન કર્યું. અને એક નીમાજી લોકો માટે ત્યાં મોટી મસજીદ બનાવી લડાઇ શરૂ કરી. બહુ દીવસ ઘોર સંગ્રામ થયો. પરંતુ ચાંપાનેરનો કીલ્લો સુલ્તાનથી સર ન થઇ શકયો.

રાજપૂતો છુપે રસ્તેથી હમેશાં સ્નાન કરવા જતા હતા તે રસ્તો

એક દેશદ્રોહી નીમકહરામે સુલ્તાનને બતાવી દીધો. જેથી પશ્ચીમ દીશાની મુસલમાનોએં દીવાલ તોડી ઇ. સ. ૧૪૮૪ નવેંબરની ૧૭ મી તારીખે મુસલમાનોએ અંદર પેસી છુપી બારીનું દ્વાર કબજે કરી લીધું, અને મલીકયાઝ સુલતાનીએ સીડી માંડી મુસલમાન લશ્કરને કીલ્લામાં જવા આજ્ઞા કરી. રાજપૂતોને આ વાતની જાણ બહુજ મહોડી થઇ તોપણ તે લોકોએ તેઓનો અટકાવ કરવા માટે બહુ કોશીષ કરી, પરંતુ કોઇ રીતે ફત્તેહમંદ નીવડયા નહિં એટલામાં સુલ્તાન ખુદ મોટી ફોજ લઇ બીસમીલ્લા રહેમાનનો પૂકાર કરતો આવી પહોચ્યો, અને ચાંપાનેરના કીલ્લા ઉપર મહાકાલીનાં કોપને લીધે મુસલમાનો ઇસલામી વિજય ધ્વજા ઉડાવવા લાગ્યા તથા ચૌહાણ રાજાના મહેલ ઉપર મુસલમાનોએ ચડી શંખનાદ કર્યો. તે વખત અંદરની બાજુએ રાજપૂત રમણિઓએ ચીતા ખડકાવી અગ્નીમાં પ્રવેશ કરવા માંડયો. આ મોટી ચીતાની જ્વાલામાં પોતાના બાલબચ્ચાં ધન-કપડાં ઇત્યાદી વસ્તુઓનું બળીદાન દેવાણું. ત્યાર બાદ સિંહણોની માફક વીર રાજપૂતાણીઓ કુદકા મારી ચીતામાં પડવા લાગી. આ ભારત વર્ષના આખીરના જુહારમાં ૧૫૦૦ પંદરસો આર્યબાળાઓ ભસ્મીભૂત થઈ. ચીતાની અગ્નિના ભભુકાઓ રાજપૂતોની ટેકી ટેકી તથા શૌર્યતા અને કુલાઅભિમાનની વાતો આકાશને અડી સૂર લોકોને કરવા લાગ્યા. આ વખતે મહાન શૂર રાજપુતો આપણું સર્વસ્થ ભસ્મીભૂત થઇ ગયું અને યવનોએ આપણો અડગ કીલ્લો શર કર્યો એમ ધારી મારો મારો કાપો કાપોના પૂકાર કરી ગંગાજલથી સ્નાન કરી કેસરીઆં વસ્ત્ર ધારણ કરી પવિત્ર પાવાગઢ અને મહાકાળીને પ્રણામ કરી યાહોમ કરી હરહર મહાદેવનો પૂકાર કરતા છંછેડાંયલા સિંહોની માફક યવનોના ઉપર કુદી પડયા. મુસલમાનો પણ યા અલ્લાહ અકબરનો પૂકાર કરી તલવાર ચલાવવા લાગ્યા. અસંખ્ય મુડદાંઓના ઢગલે ઢગલા થવા લાગ્યા લોહીની નીકોનો નદી જેવો પ્રવાહ ચાલવા લાગ્યો અલ્પ રાજપૂતોએ અગણિત મુસલમાનોના પ્રાણ લીધા. રાજપૂતો દુશ્મનોનાં મુડદાઓ ઉપર પગ દઇ દઇ છંછેડાયેલા સિંહોની માફક તલવારો લેઇ કુદવા લાગ્યા તે વખતે સુલતાને પોતાના લશ્કરની પૂર્ણ પાયમાલી થતી જોઇ મુસલો બીછાવી નીમાજ પઢી ખુદાની મદદ માગી પાર્થના કરી પોતાના લશ્કરને જોસ ચડાવવા યાઅલાહ અકબરનો પૂકાર કર્યો જેથી શાહી લશકર જોસમાં આવી રાજપૂતો ઉપર તુટી પડયું. હિંદુઓની હાર થઇ ચાંપાનેરનો અંતિમ ગુર્જર સંમ્રાટ જયસિંહદેવ લશકરમાં પોતાનાજ રક્તથી રગદડાયલો ઝુંઝવા લાગ્યો, પરંતુ બહુ જ જખમ લાગ-

વાથી પૃથવી ઉપર પડયો તે વખતે જયસિંહદેવ તથા તેનો પ્રધાન ડુંગરશી સુલતાનને હાથ પકડાઇ ગયા. સુલતાને પોતાની જીતને માટે ખુદાની બંદગી કરી તથા ઘાયલ થએલા સીપાઇઓને આરામ થાય ત્યાંસુધીમાં મસજીદ પૂરી કરવાના કામમાં લાગ્યો, અને પાવાગઢનું નામ મહમૂદાબાદ રાખ્યા મુસલમાની રીવાજ પ્રમાણેના મકાનાતં બાંધવાં શરૂ કર્યાં—

જયસિંહદેવ તથા ડુંગરશીના ઝખમ રૂઝ્યાબાદ મુસલમાન થાઓ તો તમોને છોડી આપું એમ શાહે કહ્યું. આ વાક્ય સુલ્તાનના મુખથી સાંભળતાંજ બંને વીરપુરૂષોએ જોસમાં આવી પાસે ઉભેલા સીપાઇઓના હથીઆર છીનવી તલવારથી કેટલાએક યવનોને કાપ્યા તથા સુલતાનને કપડાં પહેરાવનાર કબીરના બેટા શેખનને મારી બંને કામ આવ્યા.

આ આખીરના બલીદાનમાં પતાઈજીની મદદમાં જે રાજપૂતો કામ આવ્યા અને હિંદુ રાજાઓ રણ યજ્ઞમાં હોમાયા એવાં કૃત્ય લોહીના પ્રેમવાળી મહાકાળીને પ્રસન્ન છે, એ રાજપૂત વીર શીરોમણિના નામ ભાટ લોકોએ અમર કરેલાં છે.

छपय.

संवत पंदर प्रमाण, एक तालो संवत्सर;
पोश मास तीथि त्रीज, बढे हु वार रवि सुदन.
मरशीआ खट भूप, प्रथम वेरसी पडी जे;
जाडेजो सारंग, करण जेतपाल कही जे.
सरवरीयो चंद्र भाण, पताइ काज पींडज दीयो;
महेमदावाद महेराण, लघु कटक सर पावोलीयो—

# प्रकरण ५ मुं.

## "छोटाउदयपुर तथा देवगढबारैयाना चौहाण".

**रायसिंहजी**—( नं. ५२ नो पुत्र ) आनो चांपानेरमां पोताना पीता जयसिंहदेवनी हैयातिमां देहांत थयो हतो.

**पृथ्विराजजी**—( नं. ५३ नो पुत्र ) पताइ रावलना मोटा कुंवरने बे पुत्र हता तेमां मोटो पृथ्विराज अने नानो डुंगरशी ते बंने भाइए पावागढनुं राज्य तुटया पछी नर्मदा नदीना उत्तर कीनारा तरफनी आसपासनो मुलक कबजे करी हांफमां पोतानी राज्यधानी स्थापी सुल्ताननो प्रदेश लुंटवा लाग्या, जेथी सुलताने तेनी साथे सलाह करी घणा गामोमां चोथो हीसो आपवो कबुल कर्यो त्यार-पछी आ बंने भाइए धीरे धीरे पोतानी सत्ता वधारी राजपीं-पळाथी गोधरा सुधीनो प्रदेश पोताने कबजे कर्यो. त्यारबाद पृथ्वि-राजे मोहनमां अने डुंगरसिंहे देवगढ बारैयामां एम बंनेए अरधे हीस्से भाग वहेंची पोताना अलग राज्य स्थाप्यां. मोहन राज्यनुं नाम मुसलमान लेखकोए पाल लखेलुं छे. आ राज सोळमा सैका-नी आखर सुधी ६० गाउ लांबुं तथा ६० गाउ पहोळुं हतुं, अने त्यां घणा जंगली हाथी वसता हता; आ चोहाण राजाना ताबामां ६०० घोडेस्वार तथा १५००० पायदल लश्कर हतुं. एवुं मुसलमान इतिहास कर्ता लखी गया छे.

**करणसिंह**—( नं. ५४ नो पुत्र ).

**विजयसिंह**—( नं. ५५ नो पुत्र ).

**मानसिंह**—( नं. ५६ नो पुत्र ).

**रायसिंह**—( नं. ५७ नो पुत्र ).

**तेजसिंह**—( नं. ५८ नो पुत्र ) आ राजाए तेजगढ वसाव्युं.

**जसवंतसिंह**—( नं. ५९ नो पुत्र ) आ राजाने गुजरातना लोको बाजी रावजी पण कहेता हता. तेणे ४० स० ना अढारमां सैकडामां पोतानी राज्यधानी मोहनथी उठावीने छोटाउदयपुरमां स्थापी. आ वखते मुगलाइ राज्यनी पडती स्थीति हती; तथा मराठाओनो बेसतो अमल हतो. ते वखते राज्यनो घणो भाग मराठाओए दबावी पाडयो,

તથા આ રાજ્ય ઉપર ત્રીબુટનો હક જારી કર્યો.

**दुर्जनसिंह**—( નં. ૬૦ ના દત્તપુત્ર ) જસવતસિંહનો બીન પુત્રે દેહાંત થયો ત્યારે આ દુર્જનસિંહ ગાદી ઉપર બેઠા.

**अमरसिंह**—( નં. ૬૧ નો દત્તપુત્ર ).

**अभयसिंह**—( નં. ૬૨ નો પુત્ર ) તેમનું ઘોડાં ઉપરથી પડી જતાં પછડાટ લાગવાથી મૃત્યુ થયું.

**रायसिंहजी**—( નં. ૬૩ નો પુત્ર ) ઇ. સ. ૧૮૧૯ માં દેહાંત થયો.

**पृथ्विराजजी**—( નં. ૬૪ નો પુત્ર ) ઇ. સ. ૧૮૨૨માં ગાયકવાડ સરકારને રૂા. ૧૦૫૦૦ ત્રીબુટ બદલ આપવાનો આંકડો મુકરર થયો તથા ગાયકવાડી સત્તા નીચેથી ઇંગ્રેજ સરકારની હકુમત સ્વીકારી ત્યારબાદ એજ સાલમાં તેમનો દેહાંત થયો.

**गुमानसिंह**—( નં. ૬૫ નો દત્તપુત્ર ) આ રાજા બહુજ ઉદારવૃત્તિના દાનેશ્વરી હતા તેઓ ૨૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૮૫૧ માં નિઃસંતાન ગુજરી ગયા.

**जीतसिंह**—( નં. ૬૬ નો દત્તપુત્ર ) આમના વખતમાં બ્રીટીશ સરકાર સામે બળવો ઉઠાવનાર તાતીયા ટોપી નામે મોટો બળવાખોર તા. ૨૯ માહે નવેંબર સને ૧૮૫૮ ના રોજ એક મોટું લશ્કર તથા તોપખાનું લેઇ છોટાઉદેપુર આવ્યો. આ વેળા રાજા પાસે પુરતું લશ્કર નહિ હોવાથી તે બળવાખોરોએ ઉદેપુર લુંટયું. તેનો વિચાર ત્યાં રહી લશ્કરમાં વધારો કરી વડોદરા જવાનો હતો, પરંતુ એટલામાં તેની પાછળ પડેલું ઍગ્રેટીયર લશ્કર તથા રેવાકાંઠા પોલીટીકલ એજંટ મેજર બકલ સાહેબ ઉદેપુર આવી પહોચ્યા અને તેમણે તાતીયાના લશ્કરપર હુમલો કરી બળવાખોરોને વિખેરી નાખ્યા. ઈ. સ. ૧૮૮૧ ના જુલાઇની ૭ મી તારીખે બપોરે બાર વાગ્યે આ રાજાનો દેહાંત થયો. આ રાજા બહુજ હુશીયાર હતા પરંતુ પૈસાના બહુજ લોભી હતા તેથી વગર કારણે કેટલાકોને દુઃખ આપતા તથા બીન ગુન્હે દંડી મારતા એથી પ્રજા તથા નોકરવર્ગ તેમનાથી નારાજ રહેતા હતા. આ રાજાને ૯ રાણીઓ હતી. તેમનાથી મોતીસિંહ ચંદ્રસિંહ, ઈંદ્રસિંહ, ભારતસિંહ, ખુમાનસિંહ; હિંમતસિંહ તથા ભવાનીસિંહજી નામે સાત કુંવર તથા ૭ કુંવરીઓ હતી. આ મહારાજાનો ઇરાદો પોતાના પાછળ કુંવર ચંદ્રસિંહને ગાદી આપવાનો હતો.

मोतीसिंहजी—( નં. ૬૭ નો પુત્ર ) મહારાજ જીતસિંહજીના દેહાંત પછી ચંદ્રસિંહે ગાદીનાં હકની તકરાર ઉભી કરી જેથી છેવટ મુંબઈ સરકારથી મોતીસિંહજીને ખરા હકદાર નીમવામાં આવ્યા, ત્યારે રેવાકાંઠા પોલીટીકલ એજંટ સાહેબે પોતાના આસિસ્ટંટ એલન સાહેબને ઉદયપુર મોકલી તા. ૧૧ મી આગષ્ટ સને ૧૮૮૧ ને રોજ પાટવી કુંવર મોતીસિંહજીને ગાદીએ બેસાડ્યા.

ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિયાના રાજ્ય કરતાં ૫૦ વર્ષે જ્યુબીલીનો મહોત્સવ થયો તે વખતે તે ઉત્તમ પ્રસંગે મહારાજા મોતિસિંહે તે કાર્યમાં ભાગ લીધો હતો તથા શહેરને સુશોભિત કરી ઠામ ઠામ રોશની કરવામાં આવી હતી તે સિવાય નીશાળોમાં ઇનામ તથા ગરીબ ગરબાંને મીષ્ટાન ભોજન કરાવ્યાં હતાં. આ દયાળુ અને ન્યાયશીલ રાજા ઇ. સ. ૧૮૯૫ સંવત ૧૯૫૧ માહ સુદ ૧૪ ને રોજ દેવલોક પામ્યા.

फतेहसिंहजी—( નં. ૬૮ ના પુત્ર ) મહારાઉલશ્રી ફતેહસિંહજીનો જન્મ સંવત ૧૯૪૧ ના કારતક સુદ ૫ તારીખ ૨૩ માહે અકટોબર સને ૧૮૮૪ ના રોજ થયો છે.

મરહુમ મહા રાઉલના દેવલોક થયા પછી સંવત ૧૯૬૨ ના ફાગણ વદ ૨ તારીખ ૧૨ માહે માર્ચ સને ૧૯૦૬ ના રોજ મહા રાઉલ ફતેહસિંહજી ગાદીએ બીરાજયા અને સર્વ સતા હાથ લીધી. સંવત ૧૯૫૧ થી ૧૯૬૨ સુધી મહારાજા સાહેબની બાલ્યા અવસ્થા હોવાના કારણથી નામદાર સરકારે જમી નીમો એડમીનીસ્ટ્રર ખાન બહાદૂર દાદાભાઈ હોરમસજીને નીમેલા હતા.

આ મહારાજા સાહેબે રાજકોટ રાજકુમાર કોલેજમાં વિદ્યાઅભ્યાસ કરી ઉત્તમ પ્રકારની કેળવણી લીધેલી છે. તેમણે નાંદોદના ગોહીલ મહારાજા છત્રસિંહના કુંવરી સમજ કુંવરથી લગ્ન કર્યાં તેમનાથી સં. ૧૯૬૩ ના માગશર સુદ ૧ ને રોજ પાટવી મહારાજ કુમારશ્રી નટવરસિંહજીનો જન્મ થયો તથા સંવત ૧૯૬૫ ના ફાગણ વદ ૬ ને રોજ કુમારશ્રી નાહરસિંહજીનો જન્મ થયો તથા સં. ૧૯૬૭ ના અસાડ સુદી ૧૧ ને રોજ કુંવરીશ્રી રાજકુંવરબાનો જન્મ થયો તથા સંવત ૧૯૭૦ ના આસો સુદ ૨ ને રોજ કુંવરીશ્રી પદમકુંવરબાનો જન્મ થયો છે.

મહારાજા સાહેબે બીજા લગ્ન માંડવાના સોલંકી મહીડા ચંદ્રસિંહનાં કુંવરી ગુલાબકુંવરથી કર્યાં તેનાથી સંવત ૧૯૭૧ ના શ્રાવણ સુદી

૭ ને રોજ કુંવરીશ્રી રશિક કુંવરબાશ્રીનો જન્મ થયો છે.

**નવાંકાર્યો**—સંવત ૧૯૬૫-૬૬ માં પોતાના દરેક તાલુકાની તથા મહાલોની ડાયરી હમેશાં લેવા માટે ટેલીફોન તાર નાખવામાં આવ્યો તથા રૈયતની સુખાકારી માટે વોટરવર્ક (પાણીના નળ)નું ખાતું સંવત ૧૯૬૭ માં ખુલ્લુંમુકવામાં આવ્યું.

યૂરોપીયન તથા રાજા રજવાડાના મહેમાનો માટે સં. ૧૯૬૭ માં ગેસ્ટ હાઉસ નામનું ભવ્ય મકાન બાંધવામાં આવેલ છે. તથા રાજમહેલનું કાર્ય સંવત ૧૯૬૯ માં મોટા ભવ્ય પાયાથી શરૂ કરેલ છે.

શહેર તથા રાજમહેલ ઇત્યાદી મકાનોને સુશોભીત સ્થીતિમાં લાવવા માટે સં. ૧૯૬૯ માં ઇલેકટ્રિક લાઇટ ( વીજળીના દીવા ) નું કારખાનું ખુલુ મુકી રાજ્યની ભવ્યતામાં વધારો કરેલો છે.

સંવત ૧૯૭૧ માં રાજ્યના અમીર ઊમરાઓ તથા સદ્‌ગ્રહસ્થોને આનંદને વખતે ખેલવા માટે કલબ હાઉસ નામનું સુંદીર મકાન બંનાવવામાં આવેલ છે.

બોડેલી સ્ટેશનથી ઉદેપુર સુધી પોતાની રૈયતને તથા વેપાર રોજગારના ફાયદા માટે સંવત ૧૯૭૧ માં રેલવે બાંધવાનું કામ શરૂ કર્યું છે.

મહારાજ પૃથિરાજ દીલીશ્વર તથા ખીચી હમીરદેવ રણથંભોરના રાજા તથા પાવાગઢ પતિ જયસિંહદેવ ( પતાઇ ) રાવલના વંશમાં પાટવી હોવાથી પોતાના કુળ ધર્મ પ્રમાણે સદ્‌વર્તનથી વર્તે છે. આવા ભારત ભાસ્કર મહારાજાઓ હમેશાં વિજય પ્રાપ્ત કરી દીર્ઘાયુશ ભોગવો—એજ આશીરવાદ.

---

## देवगढ—बारैयाना चौहुआन.

**डुंगरसिंह**—( નં. ૫૨નો પુત્ર ) આ પ્રકરણની શરૂઆતીમાં જણાવેલ પતાઇજીના કુંવર રાયસિંહજીના આ બીજા નંબરના કુંવર હતા તેમણે હાંકથી આવી દેવગઢ બારીયાનું રાજ્ય સ્થાપ્યું. તેમાં સુંદર બાંધણીના રાજ્યમહેલ, બાગ બગીચા ઇત્યાદી છે.

**उदेसिंहजी**—( નં. ૫૩ નો પુત્ર )

**रायसिंहजी**—( નં. ૫૪ નો પુત્ર )

**विजयसिंहजी**—( નં. ૫૫ નો પુત્ર )

**मानसिंहजी**—( નં. ૫૬ નો પુત્ર ) આનો દેહાંત ઇ. સ. ૧૭૨૦ માં થયો.

**पृथिराजजी**—( નં. ૫૭ નો પુત્ર ). આ રાજાની બાલ્યાવસ્થા હોવાના કારણથી એક બલુચ સરદારે રાજ્યનો કબજો કરી લીધો જેથી મરહુમ રાજાના રાણી કુંવર પૃથિરાજને લેઇ પોતાના રીસ્ત ડુંગરપુરના રાવળ શીવસિંહજીને આશ્રયે જઇ રહ્યાં. ત્યારબાદ ઇ. સ. ૧૭૩૬ માં જવાસના મહારાઓ કલ્યાણસિંહ તથા ડુંગરપુર મહારાજાની મદદથી બલુચ સરદારને દેવગઢ, બારીયામાંથી હાંકી કહાડી કુંવર પૃથિરાજજીને ગાદીએ બેસાડયા બાદ આ રાજાએ શહેરનો નવો કીલ્લો બંધાવ્યો; ત્યારે થોડા વખત પછી ઉદાજી પુંવાર, મલ્હારરાવ હોલકર, અને જીકાજી સીંધીઆની સરદારી નીચે મરાઠી લશ્કર બારીયામાં આવ્યું, તેણે પૃથિરાજજી પાસેથી ખંડણી નહિં લેતાં એમને બારીયાના રાજા તરીકે કબુલ કર્યા. તેમ બીજા લુંટારાઓ તેમના રાજ્યમાં લુંટ કરતા હતા તેનો અટકાવ કર્યો તથા હાલોલ, કાલોલ અને દાહોદ પ્રગણાની ચોથ ઉઘરાવવાનો હક લેવા પરવાનગી આપી હતી.

**रायधरजी**—( નં.-૫૮ નો પુત્ર ) આ રાજાએ પોતાના ભાઇ સામતસિંહ, હરિસિંહ, અને રાયસિંહ તથા પોતાની બે બહેનોને જાગીરીમાં ગામ આપ્યાં તે હજુ સુધી તેના વંશજોના તાબામાં છે. એમાંના હરિસિંહના વંશમાં હાલ પંચમહાલના કાલોલ તાલુકામાં હેરાલના તાલુકદાર છે.

**गंगदासजी**—( નં. ૫૯ નો પુત્ર ) આનું ઉપનામ ગંગદેવ હતું.

**गंभीरसिंह**—( નં. ૬૦ નો પુત્ર ) આ રાજાને ધીરતસિંહ તથા સાહેબજીનામે બે પુત્ર હતા.

**धीरतसिंह**—( નં. ૬૧ નો પુત્ર ) બીનપુત્રે દેહાંત થયો.

**साहेबजी**—( નં. ૬૨ નો ભાઇ ) આ રાજાના વખતમાં માધોજી સીંધીઆ બારીયાના મુલકમાં થઇને રાધોબાની શોધ કરવા માટે જતો હતો તેની સારી બરદાશ કરી તેથી તેમણે એમને સામો પોશાક બક્ષ્યો હતો.

**जसवंतसिंह**—( નં. ૬૩ નો પુત્ર ) એમના વખતમાં ઇ.સ. ૧૮૦૩માં આ રાજ્યને પહેલ વહેલો ઇંગ્રેજ સરકાર સાથે સંબંધ જોડાયો.

આ વખત સીંધીઆના તાબાનો ભરૂચ ઇત્યાદીનો કેટલોક ભાગ ઈંગ્રેજ સરકારે લઇ લીધો પરંતુ જસવંતસિંહજી સારી ચાલના માલુમ પડવાથી સીરંજી અંજે. ગાંમના કોલ કરારની ૧૦ મી કલમની રૂએ આ રાજા ઈંગ્રેજ સરકારના આશ્રય લાયકના રોજા ઠર્યા.

ગંગદેવ—( નં. ૬૪ નો પુત્ર ). આ નબળા અને ભોળા હૃદયના રાજા હતા, જેથી સઘળો રાજ્યકારભાર તેમનાં માજી ચલાવતાં હતાં. આ રાજાના વખતમાં. મરાઠાઓએ બારીયાના મુલક ઉપર વારંવાર હુમલા કરી મુલક ઉજડ કરવા લાગ્યા, અને ઇ. સ. ૧૮૦૫ માં સીંધીઆ સરકારના સંભાજી આગ્રે નામના સરદારે રૂ. ૧૪૦૦૦ ભુજંગરાવે રૂ. ૮૦૦૦ હોલકરના લશ્કરી સુબેદાર મહીપતરાવે રૂ. ૩૩૦૦૦ તથા ૧૮૦૮ ની સાલમાં બાપુ સાહેબ સીંધીઆએ રૂ. ૨૩૦૦૦ લીધા એટલુંજ નહિં, પરંતુ તેઓએ બારીયાનો કેટલોક મુલક લુંટી વેરાન કર્યો; ત્યારબાદ ઇ. સ. ૧૮૧૦ થી ૧૮૧૫ સુધીમાં રામદીન, હોલકરનો સરદાર રોશનબેગ ધારનો બાપુ રઘુનાથ અને ગોવિંદરાવ બોળે એઓએ ખંડણી લીધી.

રાઓળ ગંગદેવનાં માતુ બહુજ ડાહ્યાં અને અક્કલમંદ હતાં જેથી રાજ્યકારભારમાં સંપૂર્ણ માહેતગાર હતાં. તેમનો ઇ. સ. ૧૮૧૭ માં નારણુદવે નામના બ્રાહ્મણે મહેલમાં પેશી, નિર્દયતાથી ઘાત કર્યો એ બ્રાહ્મણ પ્રથમ બારીયા તાબાના રાજગઢ પરગણાનો થાણુદાર હતો તેને નોકરીમાંથી કહાડી મુકયો તેથી તે સીંધીઆના રાજ્ય પંચમહાલ પાવાગઢના ગોધરાના સુબા કીશ્નાજીના લશ્કરમાં નોકર રહ્યો હતો તેના તાબામાં ૧૦૦ ઘોડેશ્વાર તથા ૪૦૦ પ્યાદળ લશ્કર હતું. તેણે પ્રથમ બારીયાના રાજ્ય ઉપર હુમલો કર્યો અને સુબાને રૂ. ૫૦૦૦ હજાર લાંચના ઠરાવી તેની પરવાનગી લેઇ રાત્રે છાનોમાનો બારીયામાં આવી રાજમાતાના મહેલની અંદર દાખલ થઇ તેમને નીંદ્રામાં મારી નાખ્યાં તથા તેમની સઘળી દોલત લુંટી ચાલ્યો ગયો. આ બનાવ બન્યાથી ગંગદેવજી પોતાના પીત્રાઇ ભાઈ છોટાઉદેપુર મહારાજને આશ્રયે જઇ રહ્યા. પછી જ્યારે પાપી નારણદેવ ગોધરાના સુબાના ભાઇ વીઠ્ઠાજી સાથેની લડાઇમાં માર્યો ગયો ત્યારે તેઓ પાછા બારીયે આવ્યા, સીંધીઆનું રાજ્ય આ રાજ્યની પાડોશમાં હતું; જેથી વારંવાર તેના લશ્કરથી ઘેરાતું હતું; છતાં પણ સીંધીઆને ખંડણી આપવી કબુલ નહોતી કરી તેમ તેમનું ઉપરીપણું પણ નહોતું સ્વીકાર્યું, તેમજ

દાહોદ, કાલોલ અને હાલોલ તાલુકા જે સીંધીઆના તાબામાં હતાં તેમાંથી બારીયાના મહારાજ પોતાનો ચોથનો હક લેવા કદી ચુકયા નહોતા.

ઈ. સ. ૧૮૧૯ થી તે હક બદલ રૂ. ૪૭૫૦ મજરે લેવાનો ઠરાવ થયો એજ વર્ષમાં ગંગાદેવજીનો દેહાંત થયો હતો. ત્યારે તેમનાં કુંવર પૃથિરાજજીનો જન્મ થયા પહેલાં તેમની રાણીએ બે છોકરા ખોળે લીધા હતા. તેમાંથી ભીમસિંહ નામના છોકરાને કારભારી રૂપજીકે જે ઉપર કહેલા નારણદેવનો ભાઇ હતો તેણે ગાદીએ બેસાડયો. એ ભીમસિંહ બીલડીના પેટનો હતો; જેથી તેને જીજીભાઇ નામના કારભારીએ ગાદીએથી ઉઠાડી મુકી રાજ્યના ખરા વારસ પૃથિરાજજીને ગાદીએ બેસાડયા, પરંતુ પૃથિરાજજીની બાલ્યાવસ્થા હોવાથી પોતે રાજ્યકારભાર ચલાવવા લાગ્યો જેથી તેના વખતમાં રાજ્યમાં બહુ અંધેર ચાલવા લાગ્યું ત્યારે તે વખતના પોલીટીકલ એજંટ કપ્તાન મેકડોનલ્ડે ઇ. સ. ૧૮૨૪ માં તે કારભારીને બરતરફ કરી રાજાના સગા નાથુભાઇ નામે સરદારને તે જગ્યાએ નીમ્યા.

**પૃથિરાજજી**—( નં. ૬૫ ના પુત્ર ) આ રાજા જયારે યોગ્ય ઉંમરના થયા પછી ઇ. સ. ૧૮૨૪ ના એપ્રીલ માસની ૨૪ મી તારીખે ઇંગ્રેજ સરકારે આ રાજા સાથે ઠરાવ કરી દરવરસે રૂ. ૧૨૦૦૦ હજાર "સાલમશાહી"ની ખંડણી ઠરાવી, તે ખંડણી સ્વસ્થાન સુધરે તેમ વધારી આપવાની શરત હતી, પણ આખરે ઇ. સ. ૧૮૪૯ માં નકકી થયું કે રૂ ૯૩૩૬–૪–૦ રોકડા કલદાર આપવા તથા સ્થાનિક લશ્કરના ખર્ચ સારૂ રૂ. ૬૦૦૦ દરવરસે લેવા, પરંતુ પાછળથી એટલે ઇ. સ. ૧૮૨૭ માં એ લશ્કરના ખર્ચ માટે લેવાનો ઠરાવ સરકારે રદ કર્યો હતો.

ઇ. સ. ૧૮૩૮ માં આ રાજ્ય તાબાના સાગટાળા પ્રગણાના નાયક કેવળ અને તેના ભાઇભત્રીજાઓએ છોટાઉદેપુર તથા પંચમહાલના કેટલાએક નાયકડાઓને એકઠા કરી બંડ ઉઠાવ્યું હતું. તે બંડ ઇંગ્રેજ સરકારે સમાવી દેઇ ત્યાંનો વહીવટ એક થાણુદારને સોંપ્યો હતો. ઇ. સ. ૧૮૬૪ માં પૃથિરાજજીનો દેહાંત થયો. તેણે ૪૧ વર્ષ રાજ્ય કર્યું.

**માનસિંહ**—( નં. ૬૬ ના પુત્ર ) મહારાઉલ પૃથિરાજજીને આઠ કુંવર હતા તેમાં વડા ( પાટવી ) મહારાજ માનસિંહજી ગાદીએ બીરાજ્યા પરંતુ તેઓની બાલ્યાવસ્થા હોવાથી રાજ્યનો સઘળો કારભાર

તેમના માતુશ્રી તખતકુંવરબાને હસ્તક આવ્યો; પરંતુ તેમનાથી યોગ્ય કારભાર નહિં થઇ શકવાથી ઇ. સ. ૧૮૬૮ માં નારૂકોટ તાબાના ડાંડીઆપુરાના નાયક રૂપસિંહે તથા જોરીયા વીગેરેએ મળી બંડ કરી રાજગઢનું થાણું લુંટયું તથા બાળ્યું.

મહારાજ માનસિંહે રાજકોટ રાજકુમાર કોલેજમાં ઉત્તમ પ્રકારની કેળવણી લીધા બાદ ઇ. સ. ૧૮૭૬ ના નવેંબર મહીનામાં રાજ્યનો સઘળો કારભાર હાથ લીધો અને રાજ્યનો સારો બંદોબસ્ત કર્યો જેથી ઇંગ્રેજ સરકારે રાજી થઇ સાગટાળો પ્રગણાનો વહીવટ સોંપ્યો. ઇ૦ સ૦ ૧૮૮૧ માં—

તેઓ રાજપીંપળાના ગોહીલ મહારાજ ગંભીરસિંહનાં બહેન તથા મોધરના મહીડા તાલુકદાર ઝીણાબાવાની કુંવરી સાથે પરણ્યા હતા.

ઇ. સ. ૧૮૯૨ માં થએલા કરારની રૂએ મહારાજા સાહેબે લોકો ઉપયોગી કાર્યના માટે એક ફંડ સ્થાપ્યું. અને સઘળી રાહદારીની જગાત કહાડી નાખવા તથા રસ્તાની મરામતનું કામ રાજ્યે માથે લેવાથી સરકારે દેવગઢબારીયાની ખંડણી માફ કરેલી છે.

ઇ. સ. ૧૮૯૭ ની "ડાયમન્ડ જ્યુબિલી" વખતે પોતાના રાજ્યમાં સારી ધામધુમ કરવામાં આવી હતી તથા નીશાળોમાં ઇનામ ઇત્યાદી વહેંચવામાં આવ્યાં હતાં. આ રાજાએ કૃશીશાસ્ત્રના નીયમ મુજબ પોતાના રાજ્યમાં એક ઉત્તમ ખાતું કહાડી કેટલોએક કૃશી કામમાં સુધારો કરેલો છે આ ઉદાર દેશહિતેશી રાજા થોડી માંદગી ભોગવી ફેબ્રુવારી સન ૧૯૦૮ માં તેઓ સ્વર્ગવાસી થયા તેઓ પાછળ બે કુંવર રનજીતસિંહજી તથા નાહરસિંહજી તથા એક કુંવરી શ્રી સુરજકુંવરબા છે.

**રનજીતસિંહજી**—(નં. ૬૭ ના પુત્ર) આ વિદ્યમાન મહારાઉલનો રાજ્યાભિષેક ઇ. સ. ૧૯૦૮ માં થયો છે તેણે પોતાની કેળવણી રાજકોટ રાજકુમાર કોલેજમાં મેળવી અને પોતાના અભ્યાસના ઉત્સાહથી મિસ્ટર મેને અને મિસ્ટર વેડિંગ્ટન તરફથી સર્વોતમ અભિપ્રાય મેળવ્યા છે. તેઓએ પોતાનો અલ્પ સમય ઇમપિરીયલ કેડેટકોરમાં ગાળેલો છે અને ત્યારબાદ છેલ્લી કેળવણી લાંબા સમય સુધી ઇગ્લાંડના પહેલા નંબરના કેળવણી ખાતામાં રહી મેળવેલી છે તેમણે તેઓની બાલ્યાઅવસ્થાથી મનુષ્યોની લગતી રમતોમાં સર્વોત્તમ હરિફાઇ મેળવેલી છે તેઓ સુવરના શીકારમાં ઘણા

વળ્ બાહોશી છે જેનો દાખલો તેમના સાલામન ગુજરાત અને સર પરતાપના ધ્યાલાએ, લાંબા વખતના અનુભવી ચાલાક સુવરના શિકારીઓના સામી બાહોશીથી ટકર ઝીલી જીતેલા છે તે ઉપરથી સીદ્ધ થાય છે કે તેઓ મોટી શરતના શિકારી તરીકે તેમની પ્રબળ સત્તાનો વધારો થશે. અને તે સત્તાના પ્રમાણમા તેઓ નામદારશ્રીએ લગભગ એકસો વાઘ અને ચીતા તથા કેટલાએક રીંછોનો શિકાર તેઓ કરી ચૂકયા છે.

તેઓએ તેમના રાજ્યકર્ત્તાની ફરજોનાં સંબંધમાં તેમના દીવાન મીસ્ટર રાયબહાદૂર હરીલાલ એમ પારેખની ઉત્તમ દેખરેખ નીચે રાજનિતીનું ઉત્તમ શીક્ષણ સંપાદન કરેલું છે. હાલના જમાનામાં ઉછરેલા હિંદુસ્થાનના રાજાઓમાં આ રાજા સર્વોતમ ગણાય છે તેમની ધારણાઓના કેટલાએક વિચાર એવા છે કે તેઓએ પોતાની જીંદગી પ્રજાહિતાર્થે અર્પણ કરેલી છે તેઓએ જયારે પૂર્ણ રાજ્યની લગામ હાથમાં લેઇ રાજ્યગાદીએ બેઠા ત્યારે પોતે આપેલા ભાષણ ઉપરથી જણાય છે કે તેઓ વિદ્વાન ડાહ્યા અને રાજ્યનિતીના પૂરા અનુભવિ હોવા જોઇએ.

મિસ્ટર આર. સી. બ્રાઉન પોલિટિકલ એજંટના ભાષણના જવાબમાં આ યૂવાન મહારાજાએ જણાવ્યું કે, ઓગણીસમા સૈકાથી શરૂઆત થએલી મારા બાપ દાદાઓની કારકિર્દી અને તેમણે ઇંગ્રેજી રાજ્ય તરફ વફાદારીથી જે ફરજો બનાવી છે તેમ નામદાર ગવરમેટે આ રાજ્ય સાથે જે ઉતમ પ્રકારનો સંબંધ બત્તાવ્યો છે તેના માટે હું આભારી છું. ઇંગ્રેજી રાજ્યને લગતા સ્હી, મારા બાપ દાદાઓએ બજાવેલી ફરજોને અનુસરી હું ચાલવા અભિમાન ધરાવીશ. હું મારી રૈયતનું ભલું કરવામાં અને તેમની કીર્તી વધારવામાં હમેશાં મારી ધર્મ ફરજ માનીશ. તેઓના ઉપર વ્યાજબી ઉપકાર કરવા તેઓનો આર્શીવાદ મેળવવા અને તેઓને ન્યાય આપવા તથા ખાનગી પૂર્ણ સત્તા આપવા અને દરેક ન્યાયી રાજયોની તુલ્યે સુખ આપવા હમેશાં મારો પૂર્ણ ઉત્સાહ રહેશે. જ્યાંસુધી બની શકશે ત્યાંસુધી હું મારાં વચનો ફળીભૂત કરવા કમર કસી તત્પર રહીશ, અને તે નીષ્ફળ થવા નહીં આપું.

આ યુવાન મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં સાર્વજનીક આયો અને બચ્ચાંઓને માટે ઇસ્પિતાલ, નીમળાના, હાઉસ, હોલ મીજમાનોના ઉતારા રાજ્યમહેલ અદાલતો અને કેટલાએક બાંધકામો અસંખ્ય પૈસા

ખરચી બાંધેલા છે તથા ગુજરાતી તથા ઇંગ્રેજી શિક્ષણ મફત આપવામાં આવે છે. શહેરને સુશોભિત સ્થીતિમાં લાવવા માટે ઉત્તમ રસ્તાઓ બાંધી ઇલેક્ટ્રીક લાઇટની રોશની કરવામાં આવે છે.

પોતાની રૈયતની આબાદી કીર્તિ અને તેઓમાં સંપ રહે અને તેમનું ભલું થાય તે સંબંધમાં પૂર્ણ ઉત્સાહ ધરાવે છે. મુંબઇના ગવરનર રાઇટ ઓનરેબલ લોર્ડ વિલિંગ્ટનના માનવંતા એડીકાંગ તરીકે આ મહારાજાને નીમવામાં આવેલા છે તેઓનાં લગ્ન રાજપીંપલા ( નાંદોદ ) નાં રાજકુંવરી સાથે થયેલાં છે. આ સુખી દંપતિનાં જોડાંને ઇશ્વરે એક કુંવર અને એક કુંવરીથી આશીરવાદ આપ્યો છે. રાજ્ય ગાદીના મુખ્ય વારસ આ રાજ્ય કુમારશ્રી સુરેન્દ્રસિંહજી નીમાયલા છે. મહારાજાશ્રી રનજીતસિંહજી તથા તેમના લઘુ ભ્રાતા નાહરસિંહજી વચ્ચે પૂર્ણ પ્રેમ છે. આવા ન્યાય નીતિ નીપૂર્ણ મહારાજાઓ આ અમારી માતૃભૂમિમાં જન્મ લેઇ દેશની અવિદ્વતારૂપી તીમીરનો નાશ કરી, ધર્મ-રાજ્ય સ્થાપે એવી અમારી જગત્કર્તા પ્રત્યે પાર્થના છે.



મહારાજાધિરાજ મહારાઉલ



શ્રી રણજીતસિંહજી બહાદુર, સ્વસ્થાન શ્રી દેવગઢ બારિયા.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

# प्रकरण ६ ठुं.

## जवासना चौहुआन. "

**लींबाजी**—(नं. ५२ नो पुत्र) आनुं उपनाम भीमसिंहजी हतुं ही. सं. ८८७ (ई. स. १४८२) मां अहमदावादनी आसपास वरसाद नाहि थवाना कारणथी अमदावादना सुल्तान महमूदशाह (बेगडा) ना लश्करना अधीपति मलिक असद सुलतानी के जे रसुलाबादनो सुबो हतो; एणे चांपानेरना कील्लानी नजीक आवी गांमडानी गरीब रैयतने लूंटवा लाग्यो; तथा ते लोकोनां अनाज खेतरोमां पोताना लश्करना अश्वेथी भेळावी देवा लाग्यो. आ वातनी फरीयाद चांपानेरना रावल जयसिंहदेव (पताइजी) ने थतां तेमना बीजा नंबरना कुमार लींबाजी तथा भद्रसिंह नामना सेनापतिने ते लोकोने दंड देइ सरहद बहार कहाडवा आज्ञा करी. जेथी कुंवर लींबाजीए यवननी छावणीमां जइ लडाइ शरु करी. तेमां मुसलमानो क्षत्रिओना सहस्र प्रहारथी छीनभीन थइ गया; मलिक असदे पोताना लश्करनी पायमाली जोइ सीपाइओने उश्केरवा लाग्यो परतु वीर राजपूतोना प्रबल प्रहारथी यवनो सामा टकी शक्या नहिं. अंते मुसलमानोनी हार थइ अने वीर राजकुमार लींबाजीनी तलवारथी सुलताननो साळो जाफरखां तथा हजारो मुसलमान सैनिको मार्या गया. मालक असद पोतानी जान बचावी रणभूमि छोडी नासी गयो; लींबाजीए यवनोना त्रणतंबु बे हाथी ५०० अश्व अने केटलोएक खजानो हाथ करी चांपानेर आव्या. अने पोताना पीताश्रीने रणभूमिनुं तमाम वृतांत संभळाव्युं. पताइजीए पोताना

---

*आ लींबाजी पताइ रावलना बीजा नंबरना कुंवर हता ते विषे नीचेना पुस्तको जोइ खात्री करो.

• मीरा ते सिकंदरी पृष्ट ११३ तथा आनरेबल के. फो. फार्बस साहेब कृत रासमाला भाग पहेलो पृष्ट ६३० भारत राजमंडल. पृष्ट २२२ हिंदराजस्थान पृष्ट ५४५ गुजरात राजस्थान पृष्ट १७८ ते सीवाय रेवाकांठा गेजेटीअर मुंबाइ गेजेटीअर तवारिखे पीरकता नावाडी बहु इतिहासो माहे लींबाजी जवासना मुळ पुरुषनुं नाम मळे छे.

પુત્રને ધન્યવાદ આપ્યો અને કહ્યું કે ? કુમારશ્રી તમોએ આપણા ખાનદાનનો ક્ષત્રી ધર્મ બજાવી મને મહદ્ ભાગ્યશાળી બનાવ્યો છે. તેમાં યત્કીંચીત પણ અતિશયોકતી નથી પરંતુ આ વાતની જાણ જ્યારે સુલતાનને થશે ત્યારે સુલતાન જરૂર આ વેરનો બદલો વાળવા ચૂકશે નહિં. અને મોટું લશ્કર લેઇ આપણા રાજ્ય ઉપર ચડી આવશે. માટે તમો એકાદ વર્ષ મેવાડ તરફ ચાલ્યા જાઓ. કેમકે હજારો રાજપૂતોની હાની થતીનું ભવિષ્ય અમો યુક્તીથી દૂર કરશું અને સુલતાનને સમજાવીશું. કે એ કુમાર અમારાથી પણ ઝગડો કરી ચાલ્યો ગયો છે.

લીંબાજીને પોતાની જન્મભુમિનો ત્યાગ કરી જવા માટે બહુ માઠું લાગ્યું પરંતુ દીર્ઘ દ્રષ્ટિથી વીચાર કરી પીતાની આજ્ઞાનું પાલન કરવા માટે કેટલાએક રાજપૂત વીરો, કુલ ગોર તથા ગુણાઢ્ય મંત્રિના પુત્ર ઇત્યાદીને સાથે લેઇ તથા પોતાના કુમાર ગંગદેવ, માણેકદેવ અને કુંવરીશ્રી હમજી બા ઇત્યાદી જનાનાને લેઇ ડુંગરપુર અને મેવાડની સરહદ્દ આગળ દેવ સોમનાથ *નામના મહાદેવ છે ત્યાં આવી પડાવ કર્યો હતો. કેટલાએક દીવસ ત્યાં રહી બાદ કોઇ નવી જાગીરી પેદા કરવાના વિચારમાં હતા એ સમયે જવાસમાં જોગરાજ વાંસીયો નામે ભીલરાજા રાજ્ય કરતો હતો ×

---

*દેવ સોમનાથનું મદીર સોમનદીના કીનારા ઉપર છે ત્યાંથી અરધા માઇલ ઉપર લીંબાજીએ પોતાનો પડાવ કર્યો હતો તે જગ્યાનું નામ તે વખતે ભીમસિંહની ભાગોળ નામથી પ્રસિદ્ધ હતું લીંબાજી જ્યારે ગુજરાત છોડી આ તરફ આવ્યા ત્યારે પોતાનું ઉપનામ ભીમસિંહ અહિં વિશેષ પ્રસિદ્ધ કર્યું હતું. અને તેથીજ એ ભીમસિંહની ભાગોળો કહેવાતી.ત્યારબાદ ત્યાં કેટલેએક વરસે સલાટો આવી વસ્યા ત્યારથી સલાટની ભાગોળ કહેવાયછે.

દેવ સોમનાથના મંદીરમાં દક્ષીણ દીશાની તરફ એક પથ્થરના સ્થંભ ઉપર લીંબાજીના મોટા કુંવર ગંગદેવનો કોતરાવેલો શીલાલેખ છે તેમાં લખ્યું છે કે—

સંવત ૧૫૪૨ વર્ષે આશ્વીન માસે શુકલપક્ષે ત્રયોદશી બુધવાસરે કુમારશ્રી ગંગદેવજી સોમનાથ યાત્રા સફલ. ( આ લેખ જ્યારે લીંબાજી ગુજરાત છોડી અહીં આવી રહ્યા ત્યારે ગંગદેવજીએ કોતરાવ્યો હતો ); દેવ સોમનાથનું મંદીર ઘણું ભવ્ય લાખો રૂપીઆના ખરચથી બનેલું છે અને તેનો જુના વખતમાં ઘણો મહીમા હતો એવાં એ મંદીરના ચીત્ર તથા જુની નીશાનીઓ કહી આપે છે. આજ પણ તે મંદીર ભવ્ય જોવામાં આવે છે.

જવાસની આસપાસ પહાડોના શીખરને લીધે એ ગામ કુદરતી કીલ્લાથી ઘેરાયલું હતું જેથી જેગરાજ વાસીયો મેધડક (નીડર)પણે પોતાની અન્યાય સત્તાનો ઉપયોગ કરતો હતો અને મહા મદાંધ ગર્વીષ્ટ બની જુલમ ગુજારતો હતો તે પોતાંની રૈયતને બહુજ કષ્ટ દેતો હતો. તથા પાલવી લોકોને પણ બીનગુન્હે દુઃખ આપતો હતો. અને પોતાની પુત્રી તુલ્ય રૈયતની વહુ દીકરીની પાતિવ્રત્ય ભંગ કરવા હમેશાં નીચ કૃતવ્ય કરતો હતો.

---

*જવાસને વિ. સં. ૧૩૦૦ ના સૈકામાં જગરગઢ કહેતા હતા. એ સમય સલુંબરથી પાલ પોલ સુધીના પહાડી પ્રદેશ ઉપર જાદવરાજાનું રાજ્ય હતું. એ જાદવ મહારાજા નૃપતિ શ્રી વિક્રમરાયના વખતનો સંવત ૧૪૧૮ નો તથા સંવત ૧૪૪૯ની સાલનો લેખ મોજે ગોવીંદે ગામના તલાવ ઉપરથી મળેલો છે તથા એ વિક્રમરાય તરફથી મગરા હાકેમ રાઉત મેખડ સુત હાતાનું નામ દરેક લેખ નીચે જોવામાં આવે છે. આ મગરા રાઉત મેખડસુત હાતાના નામના બીજા પણ અમોને જાઉલી ગામમાં હનુમાનની મુર્તિ નીચે તથા છાણીના ગણપતિ નીચે લેખો સંવત ૧૪૨૪–તથા ૧૪૪૦ ની સાલના અમોને મળેલા છે તે શીવાય એક વનેશ્વર મહાદેવમાં પણ એનો લેખ છે તે ઉપરથી સીદ્ધ થાય છે કે આ મગરા રાઉત મહારાજા વિક્રમરાય તરફનો હતો. અને તે મહા પરાક્રમી હોવો જોઇએ.

જાદવોનું રાજ્ય ઇડરના રાવ રણમલ્લે સં. ૧૪૪૯ હસ્તક કર્યું અને ઇડર તથા મેવાડની વચેનો ભાખર પ્રદેશ ઇડર સજ્યમાં મેળવી પોતે કેટલો એક વખત જવાસ (જગરગઢ)માં રહ્યો હતો તેવા કેટલાએક પુરાવા મળી આવે છે.

આશ્ચર્યકારક વાત તો એ છેકે એ જાદવોના વંશજ આજકાલ કયાંય પણ દ્રષ્ટિગોચર થતા નથી. રાવરણમલ્લ જગરગઢમાં રહેતો એ વિષે રાસ માળા પ્રથમ ભાગમાં પૃષ્ટ ૨૫૦માં પણ લખેલું છે. બીજી પણ એ વિષે એ દંતકથા છે કે ઇડરનો રાવ રમણમલ જે વખત જવાસમાં રહેતો હતો વખતે સોમનદીના કીનારા ઉપર પોતાના સરદારો સહિત ફરવા ગયો એ સોમનદીના કીનારા ઉપર જવાસ ગામ છે ત્યાં રાવ રણમલ્લે એક ખૂબસુરત માછલીને જોઇ પોતાના સરદારોને કહ્યું કે જુઓ પેલી માછલી કેવી ખૂબસુરત છે એમ કહી પોતાના હાથનું સોનાનું કડું માછલી બતાવવા પાણીમાં ફેકયું એ જગોએ પાણી બહુ ઉંડું હોવાથી સરદારો બોલી ઉઠયા કે હજુર કડું ગયું ત્યારે રાજાએ કહ્યું કે હા આ જગોએ કડું ગયું એમ

એક સમયે ઔદિચ્ય ત્રવાડી મેવાડા બ્રાહ્મણ જાગેશ્વર (જેઠારામ) મહેતા કે જે એક જવાસમાં ઉંચ સુપાત્ર બ્રાહ્મણ હતો, તેને એક અપૂર્વ સૌંદર્યવતિ કન્યકા (પુત્રી) હતી; તે બ્રહ્મકન્યા પાપી જોગરાજની દ્રષ્ટિગોચર થતાં તેની લાવણ્યમય મુર્તિ ઉપર મોહીત થઇ "વિનાશકાલે વિપરિત બુદ્ધિ" એ વાક્યાનુસાર મદાંધ રાજાએ જાગેશ્વર મહેતાને બોલાવી તેની પુત્રિના લગ્ન પોતાના સાથે કરવા અયોગ્ય યાચના કરી; જાગેશ્વર મહેતો પ્રથમ તો ગભરાયો અને વિચાર વારિધીમાં ડુબી ગયો; પરંતુ થોડી વાર બોલ્યા વગર ઉભો રહી વીચાર કરી કહ્યું કે—

કહી બીજું કડું તે જગ્યા બતાવવા માટે પાણીમાં ફેંકી દીધું. તે વખતથી એ પાણીના ઉંડા ધ્રોને કડરીયો ધ્રો સહુ કોઇ કહેતા હતા અને આજે પણ એ જગ્યાને કડરીયો ધ્રો સહુ લોકો કહે છે.

વિ. સં. ૧૩૦૦ થી વિ. સં. ૧૬૬૦ સુધી જવાસ એક મોટું શહેર ગણાતું હતું, એવા કેટલાએક પ્રાચીન પૂરાવાઓ હાલ જોવામાં આવે છે. આજ પણ જવાસ ગામમાં પ્રાચીન જૈન મંદીરો ૧૦ શહેરના કીલ્લાના પાયા તથા પહાડોના શીખરો ઉપરની બુરજો ઇત્યાદી જોવાથી પ્રતિત થાય છે કે જવાસ એક ભવ્ય સુંદીર શહેર હોવું જોઇએ. જે વખત ધર્મના ઝનૂની યવનોએ મેવાડ તથા વાગડ પ્રદેશ ઉપર આક્રમણ કર્યું તે વખતે આ શહેરને પણ હરવખત લુંટી સળગાવી મોટી હાની પહોંચાડી જણાય છે અને ત્યારેજ આ શહેર ત્રુટયું અને અહીંની વસ્તી બ્રાહ્મણ, વાણીયા, ગુજર ઇત્યાદી નાશી કોઇ ડુંગરપૂર વાંસવાડા, શીરોઇ, ઇડર અને પરતાપ ગઢ ઇત્યાદી શહેરોમાં જઇ વસ્યા. આજ પણ ત્યાંના મહાજન ગુજર ઇત્યાદી લોકો પોતાના વડીલોની જન્મભૂમિ જવાસ માને છે તેમાં પ્રતાપગઢ ઇત્યાદીના વાણીઆઓ હજુ જવાસમાં પોતાના ઇષ્ટદેવોને પગે લાગવા તથા માનતાઓ કરવા આવે છે.

જવાસમાં જુના જૈન તથા શૈવી ધર્મના મંદીરો છે અને તે મંદીરોનું આજ પણ કામ જોતાં પૂર્વના જવાસની ભવ્યતાનું દીગ્દર્શન કરાવે છે તેમાં કેટલાએક મંદીરો જીર્ણ સ્થીતિમાં છે તોપણ એની બાંધણી અને પથરની ઘડાઇ તથા તેનો વિસ્તાર જોતાં એવું દ્રઢ થાય છે કે અહીં હજારો મહાજન વર્ગ પૂર્વે વસતા હશે. જવાસની પ્રાચિન વસ્તીમાં આજ પણ અહીં બ્રાહ્મણ તથા મહાજન વસી રહ્યા છે અને તેઓ ઘણા વખત થયાં અહીંના વતનીનો દાવો કરે છે. આજ પણ ગુજરવાડા નામની એક જગ્યા

ઘણી ખુશીની વાત છે કે મારી પુત્રિના લગ્ન આપ પૃથ્વીપતિની સાથે થશે કે જેથી મારા ખાનદાનની ઇજતમાં પણ વધારો થશે અને આપની કૃપા હમેશાં ન અમારા ઉપર બની રહેશે. પરંતુ મારી અરજ એ છે કે હાલમાં શુભ લગ્ન નથી તો બે મહીનાં બાદ હું ઘણીજ હોંશથી ધામધુમની સાથે મારી પુત્રિના લગ્ન આપની સાથે કરી હું પણ મહદ ભાગ્યશાળી થઇશ. અલંપટ રાજા* બહુજ ખુશી થયો અને જાગેશ્વર× મહેતાને લગ્ન પ્રસંગમાં જોઇએ એટલું ખર્ચ રાજયમાંથી આપવા હુકમ કર્યો.

ધર્મ સંકષ્ટમાં સપડાયલો બ્રાહ્મણ ઘેર આવી પોતાની જ્ઞાતિના તથા સારા સારા સદ્દગ્રસ્થોને ખાનગીમાં બોલાવી પોતાના ઉપર આવેલી આ પતિની હકીકત સર્વને જાહેર કરી ત્યારે સહુ કોઇ ગભરાયા અને આપસમાં આ દુરાચારી હમેશાં પ્રજાપર અસહ્ય જુલમ ગુજારનાર જુલમગાર રાજાને ધીકારવા લાગ્યા.

અંતે સર્વ કોઇએ મળી એવો દ્રઢ નીશ્ચય કર્યો કે આ રાજાનું રાજય કોઇ પણ ક્ષત્રિ વીર પુરૂષની શોધ કરી તેને અપાવી બ્રાહ્મણ ઉપર આવેલી આફ્ત દુર કરાવવી જોઇએ. એમ કહી જાગેશ્વરને આસપાસના રાજાઓની પાસે આ ત્રાસદાયક પૂકાર કરવા મોકલ્યો. જાગેશ્વરે ઘણા રજવાડાઓમાં જઇ પૂકાર કર્યો પરંતુ આ કુદરતી પહાડરૂપી કોટમાં રહેનાર રાજાને વશ કરી દંડ દેવા અને બ્રાહ્મણની કન્યાનો રાક્ષસના હાથથી ઉદ્ધાર કરવા કોઇની પણ હીંમત ચાલી નહિં.

જાગેશ્વરે વાગડના કેટલાએક રાજપૂતો પાસે સહાયતા માગી પરંતુ

---

જાહેર છે ત્યાં હાલ જવાસના વિદ્યમાન રાવજી સાહેબે જૈન, વૈષ્ણવ તથા શીંવ ગણેશના મંદીરોનો જીર્ણોદ્ધાર કરાવવો શરૂ કર્યો છે. અહા! કાળની કેવી વિપરીત ગતી છેકે જે પૂર્વે એક ભવ્ય શહેર હતું તે આજે એક નાના કસ્બા જેવું દેખાય છે.

* એ જોગરાજ વાંસીયાનો એક શીલા લેખ મોજે જાઉલી ગામના હનુંમાનની મુર્તિ નીચે છે તેમાં લખ્યું છે કે વિ. સં. ૧૫૩૫ વર્ષે કાર્તીક માસે સુકલ પક્ષે ૭ મો તીથૌ ભૃગુવાસરે રાઉત જોગરાજ વાંસીયા સ્થાપીતઃ દાઃ સલાટ હરચંદ મોહન.

× એ જાગેશ્વર મહેતાના વંશમાં આજ પણ મહેતા મુલચંદ કોહરજી જવાસમાં રહે છે અને તેને રાજ્ય તરફથી જમીન મળેલી છે તથા મહાજન અને પટેલની કન્યાઓ પરણે ત્યારે હક લે છે. ઉપરના હક હજુ પણ મળે છે. અને તે હકો તેઓ કહે છે કે અમોને ચૌહાણ કુલ તીલક શીંબાજીના કરી આપેલા છે.

ત્યાંથી પણ નીષ્ફળ થયો આખીરમાં એક માણસના મુખથી વાત સાંભ-ળી કે દેવ સોમનાથમાં ગુજરપતિ મહારાજા પતાઇ રાવલના કુંવર આજ છ મહીના થયાં અહીં આવી વસેલાં છે, તેઓ ગૌબ્રાહ્મણ પ્રતિપાળનું બીરદ ધારણ કરનાર એક વીર રાજકુમાર છે. તથા મહાન્ શીવભક્ત દ્રઢ વૃતધારી પરદુખ ભંજન છે. માટે એ અર્થ વીર વિભુષિત જરૂર આપની વ્હાર કરી 'આપની કન્યકાનું રક્ષણ કરવા તતપર થશે' અને તેઓ જરૂર તે પાપી હતભાગી વ્યભીચારી રાજાને દેહાંત શીક્ષા આપી આપની આપતી દૂર કરશે. આ વાત સાંભળતાંજ તુરત બ્રાહ્મણ કમર બાંધી રવાના થયો અને દેવ સોમનાથ આવી લીંબાજીના તંબુ પાસે "કોઇ વીર ક્ષત્રિ બ્રાહ્મણની સાહાયતા કરો" એવો પૂકાર કરવા લાગ્યો.

લીંબાજી પ્રભાતમાં સંધ્યા પુજા ઇત્યાદી નીત્યકર્મ કરી પોતાના બંને કુવરો સહિત કુળગોર જગન્નાથજી વ્યાસની× કથા સહિત જ્ઞાન-ગોષ્ટી સાંભળી રહ્યા હતા તેવામાં ઉપરનો પૂકાર સાંભળી બહાર કોણ પૂકાર કરે છે એવો ચોપદાર પ્રતિ સવાલ કરતાં–ચોપદાર તુરત બહાર ગયો અને બ્રાહ્મણની હકીકતથી માહેદગાર થઇ અંદર આવી કહ્યું કે અનદાતાજી સાહેબ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ચૌહાણ કુળ વિભૂષણના શરણે આવેલો કોઇ બ્રાહ્મણ પૂકાર કરે છે.

બ્રાહ્મણ ક્ષત્રિને શરણે આવેલ છે આવી વાત સાંભળી તુરત આજ્ઞા કરી કે; જાઓ એ બ્રાહ્મણને એવું કહો કે મહારાજ આપ નીર્ભય રહો અને જે તમારા ઉપર આપતિ આવી હશે તે અમારા મહા રાઉલ શ્રી શામ, દામ અને દંડથી નીવારણ કરશે. એમ કહ્યા પછી એ ભૂદેવને માનપૂર્વક મારા પાસે બોલાવી લાવો.

ચોપદારે આવી જાગેશ્વર મહેતાને કહ્યું કે; અમારા અનદાતાજી આ-પના ઉપર શું સંકષ્ટ છે તે જાણુતા નહોતા છતાં આપને અભય વચન આપેલું છે. અને આપ બ્રહ્મ કુમારનાં દર્શન કરવા આતુર છે માટે કૃપા કરી આપ પધારો. બ્રાહ્મણ બહુજ પ્રસન્ન થયો અને અંતરમાં કહેવા લાગ્યો કે ધન્ય છે આવા ભારતના તનુજોને કે મારા ઉપર શું સંકટ છે તેથી અજાણ છતાં પણ મને અભય વચન અપી નીર્ભય કર્યો એમ મ-નમાં વીચાર કરી તુરત ચોપદારની સાથે લીંબાજીના તંબુમાં ગયો. બ્રા-હ્મણને આવતો જોઇ લીંબાજીએ સાષ્ટાંગ દંડવત કર્યાં અને ત્યારબાદ તે બ્રહ્મ તનુજની પૂજા કરી ઉભય હાથ જોડી પાર્થના કરી, કહ્યું કે હે વિપ્ર

× એ જગર્નાથ વ્યાસના વંશમાં ઓમકાર ગોર. વિગેરે છે એમ તે લોકો દંત કથાથી જાહેર કરે છે.

કુલ શીરોમણી પવિત્ર મહારાજ ! ચૌહાણ કુલ તિલક મહારાજા અજય-પાલ, પૃથિરાજ હમીરદેવ અને તેના વંશમાં ઉત્પન્ન થયેલા જયસિંહ દેવ-ના આ હિણભાગી પુત્રને કહો કે આપના ઉપર શી આપતિ આવેલી છે તે આપતિને દુર કરવા આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું કરીશ. " કહો અમારા ક્ષત્રિવંશના પરમ પૂજ્ય આપને શું સંકષ્ટ છે."

જાગેશ્વરે પોતાના ઉપર આવેલી . આપત્તિની તમામ હકીકત આ આર્યવીર રાજકુમારની પાસે કહી તે સાંભળી તુરત વીર લાંખાજી પોતાના બંને કુંવર ગંગદેવ તથા માણીક દેવ સહિત સહસ્ત્ર સજી પાપી જેગરાજ વાંસીયાને શીક્ષા દેવા સ્વારી તથા રાજપૂતોને તૈયાર થવા દરેકના ડેરાઓ-માં જાણ કરાવી કે તુરત રાજપૂતો પોતપોતાના આયુધો ધારણ કરી હાજર થવા લગ્યા.

આવી ઓચીંતા પ્રયાણની વાત સાંભળી મંત્રી ગુણાઢયનો પુત્ર સોમચંદ્ર ૧ કે જે લીઆજીનો મંત્રિ હતો તે તુરત આવ્યો અને કહ્યું કે ચૌહાણ કુલશીરોમણી મહારાજ જરા શાંત થાઓ અને જે કાર્ય કરવાનું આપે બ્રાહ્મણને વચન આપેલું છે તે વચન સત્ય પળે તેવી આપને યુક્તી બતાવું. એમ કહી બ્રાહ્મણની તમામ વાતથી માહેદગાર થઇ બ્રહ્મ-ણને કહ્યું કે મહારાજ આપ આપને ઘેર જાઓ અને ત્યાં જઇ લગ્નની તૈયારી કરી એક મોટી વાડી બનાવો અને તે વાડીની અંદર તે પાપી રાજાના તમામ દુરાચારી મીત્ર મંડલ સહિત સમુહને જાનની સાથે આ-મંત્રણ કરી તેમાં ઉતારો આપો, અને મુકરર કરેલી તારીખે તે પાપીના સમુહને નોશાવાળી વસ્તુઓ અનાજની અંદર નાંખી ભોજન કરાવો અને ત્યારબાદ મદીરાપાન કરાવી અમોને જવાસથી એક માઈલ ઉપર કાર-ગચ્છાની ઘાટીમાં જાણ કરવા આપનો ખાનગી માણસ મોકલશો અમો જરૂર મુકરર તારીખે સુર્યોદય પહેલાં તો એ ઘાટીમાં આવી છુપા રહી આપની રાહ જોઇશું.

બ્રાહ્મણ તથા સમસ્ત રાજસભા સોમચંદ્ર મંત્રીની યુક્તીથી ખુશી થઇ અને બ્રાહ્મણને હીંમત આપી જવાસ તરફ રવાના કર્યો.

જાગેશ્વર મહેતે જવાસ આવી રાજાના ખજાનામાંથી પૈસા ઉપાડી લગ્નની તમામ સામગ્રી તૈયાર કરાવી તથા રાજની જાન (.બરાત) ને.

---

૧ એ સોમચંદ્રના વંશમાં કચ્છાના કોઠારી લખેચંદ વિગેરે છે એ-મ તે લોકો દંતકથાથી જાહેર કરે છે.

ઉતારો દેવા માટે ગામથી ચારેક ફરલૉંગ દૂર પૂર્વ દીશામાં એક મોટી વાડી મજબુત બંધાવી.તે વાડીની અંદર દુષ્ટ જોગરાજાની જાનને ઉતારો આપ્યો. જાગેશ્વર મહેતે સોમચંદ્રના કહ્યા મુજબ તે પાપી રાજના તમામ બદ સલાહકારોને આમંત્રણ કરી બોલાવ્યા હતા. રાજ્યના તમામ નોકરીઆઓને પણ એજ વાડીની અંદર મીજમાની આપવા માટે બોલાવેલા હતા.

લગ્નને દીવસે વીર લીંબાજી પોતાના બહાદૂર રાજપૂતોને લેઇ મુકરર કરેલી ધાટીમાં આવી રાહ જોતા હતા તેવામાં એક ખાનગી જાસુસે આવી કહ્યું કે હજુર તમામ ભીલ લોકો તેનો રાજા તથા તેના બદસોબતીયાઓ નીશામાં ચકચૂર થઇ ગયા છે તો કૃપા કરી પધારો. લીંબાજીએ પોતાના લશ્કરથી તુરત આવી વાડીને ચોતરફથી ઘેરી લીધી. મહારાજા ભર્તૃહરિએ કહ્યું છે કે " कामांधो नव्य पश्यति " એ વાકયના અનુસાર બ્રહ્મકન્યામાં મોહીત થયેલા અંધ રાજા ખાવાપીવામાં તથા મદીરા પાનથી મરત થઈ ઝોકાં ખાઇ રહ્યો હતો. એટલામાં રાજપૂતોએ આવી એવી તો જોસથી તલવાર ચલાવી કે તમામ પાપીના સમુહને મારી જવાસમાં આવી. પોતનું ક્ષત્રી રાજ્ય જમાવ્યું.*

* આજ પણ જે જગ્યાએ જોગરાજ વાંસીયાને તથા તેના સલાહકારોને આમંત્રણ કરી માર્યા હતા તે જગ્યાને વાડી કહેવામાં આવે છે.

*જોગરાજ વાંસીયા પાસેથી રાજ્ય લીધું તે વિષયમાં નીચેની તે સમયનો કવિતાઓ હજુ ગવાય છે.

छपय.

छीन गुजर घर छोड, जोड क्यामत दल झंगी,
लीया वीर अस लार, सोह पारथरा संगी,
ताता खडे तुमार, अवष्य मेदधर आये,
भइ खवर भण भीर, टके सब साथ तेडाये;
चड आये चोगान, भड सेना दोहु भारी,
तेग तुवक अरु तीर, उडे बहु झाट अटारी;
उड खग वीर बाहु उतंग, जोगराज अरिमारीयो,
पताइ तणो इण वत प्रगट, जीत थर राज जमावीयो.

સંવત ૧૫૪૩ માહ સુદી ૭ ને રોજ જવાસની રાજ્યગાદી ઉપર શ્રી જયસિંહ દેવ (પતાઇ રાવલ, ના બીજા નંબરના કુંવર લીંબાજી બેઠા તે વેળાએ જોગરાજ વાંસીયાના એક કુટંબીએ આવી પોતાનો અંગુઠો કાપી× તેના રૂધીરથી રાજ્યતિલક કર્યું અને તમામ ભીલ તથા પ્રજાવર્ગે આવી નજરાણું કર્યું.

જવાસમાં જ્યારે વાંસીયા ખાનદાનના રાજાઓનો અધીકાર થયો તે સમયે ભારત વર્ષમાં હરેક સ્થળે યવનોના આક્રમણ થતાં હતાં, એ આક્રમણોથી જવાસની વસ્તી પોતાના મકાનોનો ત્યાગ કરી નાસ ભાગ કરવા લાગી હતી. ધર્મનાશ્નુની મ્લેછોએ ઉપરા ઉપર આક્રમણ કરી હિંદુઓના દેવળો અને મંદીરોની મુર્તિઓ તોડી ફોડી છીન ભીન્ન કરી નાખી હતી.

જ્યારે લીંબાજીએ + એ ક્ષત્રિ રાજ્યની સ્થાપના કરી ત્યારે જાગે-

---

× આજ પણ નવા રાવજી જ્યારે રાજ્ય ગાદીએ બેસે છે ત્યારે વાંસીયા ભીલના ખાનદાનનો અંગુઠો કાપી રાજ્ય તીલક કરવામાં આવે છે. તે વખતે તે માણસ એક મુઠીમાં જેટલા રૂપીઆ લેવાય તેટલા લે છે.

सुनी विप्रकी भीड, एक दीन मतो उपायो,
जोगराज जवास, मारबो द्रढ मन लायो;
मार लेवां धर मूल, शूल राक्षसकुं काढी;
पुछां भडां सचीव, बात सबके मन भावी,
पूछतां भड भांखे प्रगट, करो एतो मन काहेरे,
कूट लगां काढां परो, राक्षसकुं गढ बाहेरे,

---

लींब सुतन गंगेव भल, दुतिय मानक देव,
राम लच्छन सम बंधवा, मारे अरि दल एव;

---

गोठ हंगामा मद घणा, करे बाग कहे तूल,
इण वेळा लें बेशतण, मार लीनी धर मूल,१

---

શ્વર મહેતાએ એક સારૂં ભવ્ય ગામની વચમાં મંદીર હતું પરંતુ તેમાં મુર્તિઓ ખંડીત હોવાથીં એ મંદીરનો પુનઃ જીર્ણોદ્ધાર કરી તેની અંદર પોતાના નામ ઉપરથી જાગેશ્વર મહાદેવની સ્થાપના કરી. વિ. સં. ૧૫૪૫ માં

લીંબાજીએ પોતાના નામ ઉપરથી સં. ૧૫૪૭ માં લીંબગણેશ*ની મુર્તિ સ્થાપી તેના ઉપર ભવ્ય મંદીર બનાવ્યું ત્યાર બાદ સહકુટુંબને સાથે લેઇ દેવ સોમનાથ×ની યાત્રા માટે ગયાં. અને ત્યાં તેમનાં કુંવરી હમજીબાએ મહાદેવના મંદીરને હજારો રૂપીઆ ખર્ચી તોરણું બંધાવ્યાં તથા મહારૂદ્ર કરી ગુજરાતી બ્રાહ્મણોને જાગીરીમાં ગામો આપ્યાં હતાં. +

**माणकदेव**—( નં. ૫૩ નો પુત્ર ) આને માણેકચંદ્ર પણ કહેતા હતા,

આ રાજાના સમયનો એક શીલા લેખ+ વિ. સં. ૧૫૫૬ ની સાલનો અમોને મળેલો છે. તે ઉપરથી સીદ્ધ થાય છે કે લીંબાજીનો દેહાંત સંવત ૧૫૫૫ ની લગભગ થવો જોઇએ. આ સમયે મેવાડ ચીતોડના પાય તખ્ત ઉપર મહારાણા સંગ્રામસિંહજી ( સંગ )

---

* એ લીંબગણેશની મુર્તિમાં નીચે મુજબ લેખ છે.

સંવત ૧૫૪૭ વર્ષે શ્રાવણ સુકલ પક્ષે ૭ તીથૌ મહારાઉલ શ્રી લીંબાજી સ્થાપીતં..........બાકીના અક્ષરો વંચાતા નથી.........

× દેવ સોમનાથના મંદીરનો લેખ.

શ્રી સોમનાથો જયતિઃ સંવત ૧૫૫૦ વરખે માઘ માસે સુકલ પક્ષે ૩ તીથૌ અર્ક વાસરે મહારાઉલ શ્રી લીંબાજી ઉપનામ ભીમસિંહજી પતાઇજી તસ્ય પુત્રિ બાશ્રી હમજીબાએ હરખ તોરણ બંધાવ્યાં શ્રી સોમેશ્વર પ્રસાદે શ્રીરસ્તુ કલ્યાણ મસ્તુઃ શુભં ભવતુંઃ

\+ આજ પણ ખડક દેશ ( જવાસ ઈલાકા ) માં કેટલાં એક ગામો ગુજરાતી બ્રાહ્મણો ખાય છે અને તે લોકોનું કહેવું એવું છે કે અમો પાવાગઢથી જવાસના મૂળ પૂરૂષ સાથે આવેલા છઇએ. મોટી ખેદ અને આશ્ચર્યની વાત તો એ છે કે તેઓના પાસે કશો લેખ ઇત્યાદી સાધનનો પૂરાવો જોવામાં આવતો નથી.

\+ અંજલાયાના તલાવનો લેખ સંવત ૧૫૫૬ વરખે પોશ સુદ ૭ મી સોમવાસરે ખીચી ચૌહાણ વત્સગોત્રી રાવ રાજેનશ્રી માણેકચંદ્રશ્રી રખભદેવ ભંડાર અર્થે.

આ લડાઇનું વિષેશ વર્ણન જોવા માટે જુઓ ટોંડ રાજસ્થાન ભાગ ૧ લો પુષ્ટ ૧૧૩ તથા ભારત રાજ મંડલ પુષ્ટ ૫૦૬.

બીરાજમાન હતા; તે વખતે દીલ્હિના મુગલ બાદશાહ બાબરે મેવાડ ઉપર આક્રમણ કર્યું ત્યારે મેહારાણાશ્રીના લશકરમાં ૮૦૦૦૦ ઘોડેસ્વાર ૭ રાજા ૯ રાવ ૧૦૪ રાવલ તથા ૧૫૦ રાવત પદવીના સરદારો અને ૫૦૦ હાથી હતા.

મહારાણા સંગે યવનોની સામે અનુક્રમે અઢાર લડાઇમાં વિજય પ્રાપ્ત કર્યો પરંતુ અંતે તા. ૧૬ માર્ચ. સને ૧૫૧૮માં બીયાણાના રણક્ષેત્રમાં મહા યુદ્ધ થયું ત્યારે રાજપૂતોએ પહેલાં તો ખુબ જોસ ભર તલવાર ચલાવી યવનોને હઠાવ્યા પરંતુ તુંવાર જાતિનો રાયસીંનનો રાજા ફુટી બાબરને મળી ગયો જેથી બીજા હલ્લામાં રાજપૂતોની હાર થઇ અને લડાઇમાં રાણાજી જખમી થયા. તે વખતે જવાસના રાવ માણેક દેવ તથા ડુંગર પુરના રાવલ ઉદયસિંહજી હજારો યવનોને કાપી રણ ભૂમિમાં વિ. સં. ૧૫૭૪ માં કામ આવ્યા. માણેકચંદ્ર ના ૧૫૦ રાજપુત પણ કામ આવ્યા તે વખતે ૩૦૦ ચંદાવતથી સલુંબરના રતનસિંહજી, મારવાડના કુંવર રાયમલજી, સોનગઢના રાવ રામદાસ, ઝાલો ઉજ્જોજી, પરમાર ગોકલદાસ અને પહાડાના રાવ ગંગદેવ કામ આવ્યા હતા.

**सूर्यमल्ल**—( નં–૫૪ નો પુત્ર ) આનું પ્રસિદ્ધ નામ સાંધાજી હતું એ પોતાના પીતાના દેહાંત બાદ વિ. સં. ૧૫૭૪ માં રાજ્ય ગાદીએ બેઠા. એના વખતનો એક શીલા લેખ* વિ. સં. ૧૫૭૭ ની સાલનો અમોને મળ્યો છે આ રાવને દેવભાણ, રાયમલજી તથા દેવીસિંહજી નામના ત્રણ કુંવર હતા. સંવત ૧૫૭૭ (ઇ. સ. ૧૫૨૧) માં અમદાવાદના સુલતાન મુજફ્ફરશાહ બીજાના તરફથી મલિક ઐયાઝ સુલતાની મોટું સૈન એકઠું કરી મેવાડના મહારાણા સાંગાજીને પરાસ્ત કરવા માટે જતો હતો તેણે રસ્તામાં ડુંગર પુર તથા વાંસવાડામાં મોટી લુંટ ચલાવી તે બને શહેરોમાં આગ લગાવી બરબાદ કર્યાં તથા ગરીબ પ્રજાપર અનહદ જુલમ ગુજાર્યો ત્યારે પાંચ હજાર લશકરની મોટી ટુકડી જવાસ પહાડા તરફ લુંટ કરવા રવાના કરી બીજુ લશ્કર વાગડમાં લુંટ કરતું હતું.

---

* વાઘપરના અઘાટનો શીલા લેખ સંવત ૧૫૭૭ વર્ષે પોશ શુકલ પક્ષે ૩ તીથૌ બુધ વાસરે મહારાઓ રાવતજી શ્રી સાંધાજી તરફસે લીખા જાતા હે કે ઇસ ધર્માદા જમીનમેં કોઇ લુંટ યા નુકશાન કરે ઉનકું ગંધેડે ગાલ હે.

યવનની ફોજ આવવાના સમાચાર સાંભળી જવાસના રાવ સુર્યમલ× તથા પહાડાના રાવ મોટી બહાદૂરીથી તેઓની સાથે સંગ્રામમાં ઉતર્યા આ જોસભર લડાઇ જવાસથી એક ફરલાંગ ઉપર પૂર્વ દીશામાં થઈ તે વેળાએ જવાસનો પાટવી કુંવર દેવભાણુ+ રણભૂમિમાં કામ આવ્યો. આ બનાવ બન્યાથી ચૌહાણોએ ચીડાઇ હજારો યવનોનો ધાણુ વાળી નાખ્યો અને શેશ રહેલા જીવ બચાવી નાસી ગયા. " મીરાતે સીકંદરીમાં લખ્યું છે કે મલિક ઐયાઝ સુલતાંની એક લક્ષ ઘોડેસ્વાર તથા એક સો હાથી લઈ તથા કીંવામ-ઉલ-મુલ્કના સાથે ૨૦ હજાર તથા ૨૦ હાથીથી મહારાણાને પરાસ્ત કરવા નીકળ્યા હતા રસ્તામાં લુંટની લાલચે ગરીબ પ્રજાને સતાવતા હતા. અલગ અલગ ટુકડીઓની લુંટની લાલચમાં યવન સુબેદારો લલચાવાથી તેઓને મોટી હાની પહોચી હતી. "

જયારે મલિક ઐયાઝ સુલતાનીને જાણુ થઇ કે જવાસમાં લગભગ ચાર હજાર સૈનીકો કામ આવ્યા ત્યારે તે ગભરાયો અને મેવાડ સુધી જવાની વાત માંડીવાળી પછો ગુજરાત તરફ ચાલ્યો ગયો.

રાવ સુર્યમલ્લના કુંવર દેવભાણુની રાણી સતી× થઇ ત્યાર બાદ રાવ સુર્યમલ્લજીનો દેહાંત સં. ૧૫૮૦ માં થયો.

**રાયમલ્લજી**—( નં. ૫૫ નો પુત્ર ) આને રાયસિંહજી તથા રાયસલજી પણ કહેતા હતા; આ મહા પરાક્રમી સમૃદ્ધિવાન તથા ધર્મીષ્ટ રાજા હતો. આ ન્યાયશીલ રાજાના વખતમાં રૈયત સુખશાંતિમાં અને

---

× આની વડારણુ સોનલે જુથરીની હદમાં સુનાર વાવ બંધાવી છે.

આ લડાઇનું વિષેશ વર્ણન જોવા માટે જુઓ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃષ્ટ ૪૫ તથા મીરાતે સિકંદરી પૃષ્ટ ૧૮૦ તથા તવારિખે અહમદી પુષ્ટ ૫૫.

+આજ પણુ જે જગોએ કુંવર દેવભાણુ મરાયા છે તે જગોએ એક છત્રી બનાવેલી છે તે જોવાથી દૃઢ થાય છે અને ત્યાં અસંખ્ય કબરો તથા કેટલા એક ધન સૈયાદા જોવામાં આવે છે ( બહુ આદમીઓને એક જગોએ દફન કરવામાં આવ્યા હોય તેને મુસલમાનો ધન સૈયદા કહે છે ) એવા હાલ પણુ ચારેક મોટા ધન સૈયદા તથા અસંખ્ય કબરો છે.

×સોમ નદી ઉપર છત્રીઓની પાસે સતીના અગ્રાટનો શીલા લેખ—વિ. સં. ૧૫૭૭ વર્ષે માગશીર માસે સુકલ પક્ષે પૂર્ણીમા રવિ દીને મહારાવ રાવતજી શ્રી સૂર્યમલજી તસ્ય પુત્ર દેવ ભાણુજી રણુગતેઃ કુંવરાણી શ્રી ચાવડીજી દેવકુવરબાઇ સૂર્ય શાક્ષીએ સતિ થયાં.

આબાદીમાં હતી તથા તેના સમયમાં બહુ ધાર્મીક કાર્ય થયાં હોય એવું પ્રતિત થાયછે તેણે રાજ્ય ગાદી ઉપર બેસતાંજ પોતાની કુળદેવી મહાકાલી (આશાપૂર્ણાં) ની એક સુંદીર મુર્તિ[૧] બનાવરાવી સ્થાપના વિધી યુક્ત કરી. આ ભાગ્યશાળી રાજાના સમયના ૭ શિલ્લાલેખ[૨] અમોને મળ્યા છે.

હિ. સ. ૯૩૪ ઈ. સ. ૧૫૨૭ ની સાલમાં ગુંજરાતના સુલતાન બહાદુરશાહે ડુંગરપુર આવી પોતાના લશ્કરની અલગ અલગ ટુકડીઓ વાગડ, મેવાડ તથા ખડક દેશમાં લુંટ કરવા હુકમ દીધો હતો આ વખતે રાયસિંહજી તથા તેના ભાયાતોએ યવન લુંટારાઓનો પરાસ્ત કરી પોતાના રાજ્યને નુકશાન થવા નહોતું દીધું.[૧]

આ રાજાનો દેહાંત વીક્રમી સંવત ૧૬૦૮ ના જેઠ માસમાં થયો

---

૧ મહાકાળીની મુર્તિ નીચેનો લેખ—વિ. સં ૧૫૮૦ જેષ્ટ સુદી ૧૦ અત્રે રાઓશ્રી રાયસલજી વત્સગોત્રી ખીચી ચૌહાણ

૨ ભૂદરના ગણપતિ નીચેનો લેખ—સંવત ૧૫૮૧ શ્રાવણ સુદ ૩ સોમદીને મહાર.ઓ રાવતજીશ્રી રાયસિંહજી આશ્રયે જનાર્દન પ્રણિતરામે શ્રી ગજાનનની સ્થાપના કરી.

૩ પાદરડીના શીવાલયનો લેખ—શ્રીગણેશાય નમઃ ૐ નમો સદૂભો: સંવત ૧૬૦૧ વર્ષે શાકે ૧૪૭૪ પ્રવર્તમાન્યે માગસર માસે સુકલ પક્ષે ૯ મયં સોમવાસરે ખડકદેશે શ્રીમન રાઓરાજાશ્રી રાયમલજી રાણીશ્રી પુરનકુંવર (પુહતબાઈ) કુંવરશ્રી વાઘજી રાણીશ્રી પાનકુંવર (પાનબાઈ) પ્રધાન વ્યાસશ્રી ગોવ્યંદ (ગોવિંદ) ભાર્યા રીસદે સૌલભવતિ શ્રીપાદરમાં શ્રી ગૌમતિ પ્રસાદ કાસંપીતાં દ્રવ્યંટં કાંસંર શુભં ભવતુ સુતાર કાબર સતભાવે પટલ રીંગા પ્રેમા તથા ગોમા લક્ષતં:

૪ જવાસના જૈન મંદીરની ત્રણ પાટીના શીલાલેખ—સંવત ૧૬૦૧-૧૬૦૮ તથા ૧૬૦૨ ની સાલની ત્રણ પાટી જવાસના આબાદ જૈન મંદીરમાં છે તેમાં લખ્યું છે કે જવાસ નગ્રે શ્રીમન્ રાયમલ્લો મહિપાલ વિજય રાજ્યે ત્રીભુવન કીર્તિ ઇત્યાદી શબ્દો વાપરેલા છે તે ઉપરથી દ્રઢ થાય છે કે આ ભાગ્યશાળી રાજા હતો.

૧આ ચડાઇની વિશેષ હકીકત મીરાતે સીંકદરી પુષ્ટ ૧૮૨માં જુઓ.

ભૂદરની જૈન મુર્તિ નીચેનો લેખ સંવત ૧૬૦૬ વરખે વૈશાક સુદ ૧૦ શુકે શ્રી કાષ્ટા સંઘેભ શ્રી ઉદયસેન તત્પદમે. શ્રી ત્રીભુવન કીર્તિ

સંભવ છે કેમકે વિ. સં. ૧૬૦૮ વૈશાક સુદ ૧૦ નો એક લેખ જૈન મુર્તિ નીચેથી અમોને મળેલો છે[૨] અને તેના પુત્ર વાઘજી।। સમયનો એક લેખ મળેલો છે તેમાં સંવત ૧૬૦૮ શ્રાવણ સુદ ૧૦ લખેલી છે આ ઉપરથી સીદ્ધ થાય છે કે રાયસિંહજીનો દેહાંત વૈશાક અને શ્રાવણની વચમાં થવો જોઇએ.

વાઘજી—( નં. ૫૬ નો પુત્ર ) આ રાજા વિ. સં. ૧૬૦૮ ના અસાડ સુકલ પક્ષમાં રાજયગાદીએ બેઠા. આ રાજાના વખતના ચાર શીલા લેખ× અમોને મળ્યા છે.

વિ સં. ૧૬૧૪ માં જાઉલી, ભાણુદા, છાણી, મહીડા ઇત્યાદી ગામોની રખવાલી માનજી ભગોરો કરતો હતો. આ માનભગોરો બહુજ મદાંધ બની આસપાસના ગામડાંઓમાં લુંટ ચલાવતો હતો તથા સ્વતંત્ર રીતે વરતતો હતો જેથી જવાસ રાવજીએ તેને બે ત્રણ વખત ઠપકો આપ્યો અને ગેરવર્તણુકથી વર્તવા મનાઇ કરી પરંતુ માનભગોરે તે વાતને લક્ષમાં ન લીધી.

એક વખત માન ભગોરે ફુટાલાના કોયલા પટેલના પાડાનો વધ કર્યો જેથી તે પટેલે જવાસ આવી પુકાર કર્યો હતો. ત્યારે જવાસ રાવજીએ માન ભગોરાનો નાસ કરવાનો દ્રઢનીશ્ચય કર્યો અને એવી યુક્તી કરીકે માન ભગોરાનો અપુર્વ સ્નેહ જવાસની વાણીયાણી લખમા વ્હોરીથી હતો.

---

વિજયસેન સુરતેઃ પ્રતિષ્ટીતં. વાચ્નાતિવયઃ ધાઇઅભાઃ મતિ અત્રર. લીંબા ભા૦ પરબતભા૦ સારંગશ્રા૦ ધનીસુબાવના૦ સંદ્રીજદેશે૦ ઉદાસા૦જેધાના સુરાસું. રૂપાદસું. શ્રીપાલસા૦ વસીપાલસા૦ ખડક દેશે શ્રીમન્ રાયમલ્લ મહિપાલ સમપે—જગરૂસા૦ ગોરાસા૦ જગાસા૦ જગમલસા૦

૨ રાજાએ કારચ્છાના રસ્તા ઉપર તલાવ ખોદાવ્યું હતું જે આજ કાલ રાવરા તળાવના નામથી પ્રસિદ્ધ છે.

૩ આના સમયમાં પુરોહિત જગનનાથજીનો વંશજ ગોવિંદજી પ્રધાન (કારભારી) પદ ઉપર હતો.

×ગણેશ ધાટીનો લેખ.—વિ. સં. ૧૬૦૮ વરખે શ્રાવણ સુદી ૧૦ રવિદીને રાવતજી શ્રી વાઘજી

જવાસ નાજીર્ણ મંદીરનો લેખ શ્રી ગણેશાય નમઃ સંવત ૧૬૦૮ વરખે આશોજ માસે કૃષ્ણ પક્ષે ૨ ને શનીવાસરે જવાઠ નગ્રે રાવ રાવતજી શ્રી વાઘજી તસ્ય કુંવર શ્રી ચંદ્રભાણજી.

લખમા વ્હોરીએ જવાસ રાવતજીના કહેવાથી માન ભગોરાને આ-મંત્રણ કહેવરાવ્યું કે રાવજી ચાંમડ ગયા છે માટે આપ આજ રાત્રે જ-રૂરજવાસ આવજો.

પ્રેમ બંધનમાં કેદ થયેલો માંન ભગોરો સંકેત મુજબ રાત્રે લખમાં વ્હોરીના ઘરમાં પેસતો હતો એટલામાં રામલો મોરી નામે રાવજીનો હજુરી અગાઉથી કમાડ આડે છુપી ઉભો હતો તેણે તુરંત તલવારથી માન ભગોરાનું સીર ઉડાવી દીધું. પરંતુ વિના શીરના માનંભગોરે તુરત પેશ કબજ વતી રામલા મોરીની પણ જાન લીધી આ વાતની જાણ રાવજીના કારભારી વ્યાસ ગોવિંદને થતાં આવીર ભગોરાના મૃતક દેહની પાસે આવી અશ્રુપાત કર્યો×

વિ. સં. ૧૬૨૪ માં રાવતજી વાઘજી એ રામજી મંદીર વ્યાસ ગોવીંદના દેહાંત બાદ તેના વંશજ નાથજીની દેખરેખ નીચે બંધાવ્યું. તે મંદીર આજ પણ ભવ્ય સ્થીતિમાં છે. તેમાં રામજીની મુર્તિ સ્થાપીત છે.

ઈ. સ. ૧૫૬૮ ની સાલમાં ચીતોડના મહારાણા ઉદયસિંહજી ઉપર દીલ્હીના મુગલ બાદશાહ અકબરે ચડાઈ કરી તે વખતે પહેલા હુમલામાં મહારાણાની પાસવાન સ્ત્રીએ મોટી બહાદુરી કરી યવનોને હઠાવ્યા પરંતુ બીજા હુમલામાં રાણાજીની હાર થવાથી ચીતોડ છોડી ચાલ્યા જવાના હતા. એટલામાં તમામ પટાવતો તથા ભોમીઆ રાજપૂત સરદારો રાણાજીની મદદે આવી પહોંચવાથી યવનશાહ સાથે ફરી લડાઈ શરૂ થઈ તે વખતે

---

ગણેશઘાટીનો લેખ. વિ. સં. ૧૬૧૬ વરખે ચૈત્ર સુદી ૯ મંગલવારે રાવ રાવતજી શ્રી વાઘજી તસ્ય કુંવર શ્રી ચંદ્રભાણજી.

દેવ સોમનાથના મંદીરનો લેખ. સંવત ૧૬૭૨ વરખે મહા સુદી ૧૫ રવીવારે નાથજી સુત ભાવસંગજી તથા મકમસંગજી રાવ રાજા રાવતજી શ્રી વાઘજી ગામ જવાઠના જે શ્રી સોમનાથનાં યાત્રા કરવા આવ્યા તે સફલ છે. લખીતંગ સલાટ ગણેશા.

મમરેચી માતાની દરા ઉપરની ગુફાની મુર્તિ નીચેનો લેખ—સંવત ૧૬૪૧ વર્ષે શાકે ૧૫૦૬ પ્રવર્ત માન્ગે રાગ રાવતજી શ્રી વાઘજી મહા રાઉ શુભંભવતુ શ્રી રસ્તું.

× આ માન ભગોરાની કવિતાઓ આજપણ ઘણા લોકો ઉત્સાહ પૂર્વક ગાય છે. અમોએ એની કવિતાઓ જાઉલીના બ્રાહ્મણોને બોલાવી સાંભળી હતી. આ કવિતામાં ઇડરના રાવની જાડી રાણી ઉપર માન ભગોરાનો અપૂર્વ સ્નેહ વર્ણવેલો છે. આ વિષય ઈતિહાસીક પુસ્તના યોગ્ય નહિં હોવાના કારણથી આ જગોએ એ સબંધી હકીકત નથી આપી.

સલુંબરના ચુંડાવત સરદાર ખેંગારસિંહ લડાઇમાં કામ આવવાથી લશ્કરની સરદારી કેલવાડાના સરદાર ફતાએ લીધી એ વખતે ફતાની ઉમર સોલ વરસની હતી તોપણ એની દેવાંગના તુલ્ય માંતાએ ફતાને કેસરીયાં વસ્ત્ર પહેરાવી હાથમાં ભાલો આપી ઉત્સાહથી લડાઇમાં જવા આજ્ઞા આપી; તે વખતે ફતાની ઠકરાણી જે કીશોર વયની હતી છતાં પોતાના પતિની સાથે હાથમાં ભાલો તલવાર લેઇ દુસ્મનોની સામે લડવા રણભૂમિમાં ગઇ, "ધન્ય છે આવી ભારત વિરાંગના ક્ષત્રિ બાળાઓને કે જેણે પોતાના નામ ભારત વર્ષના ઇતિહાસોમાં અમર કર્યાં છે" ફતાની સરદારી નીચે ૮૦૦૦ આઠ હજાર રાજપૂતો ભારી બહાદૂરીથી લડયા પરંતુ અંતે રાજપૂતોની હાર થઇ સંવત ૧૬૨૪ ચૈત્ર સુદી ૧૫ ને રોજ અકબરે ચીતોડ સર કર્યું તે વખતે જવાસ રાવતજી વાઘજી તથા બીજા સરદારો સહીત રાણાજી ખડક દેશમાં આવી રહ્યા અને ત્યાંથી રાજપીપળાના અરણ્યમાં ઘણો વખત છુપી રહ્યા હતા.

અકબર ચીતોડથી દીલ્હી ગયો ત્યારે રાણાજીએ મેવાડમમાં આવી પોતાના નામ ઉપરથી ઉદયપુર શહેર વસાવી રાજ્ય ગાદી સ્થાપી ×

અહીંના વહીવંચા તથા ભાટ ચારણોના કાવ્ય ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે ઇ. સ. ૧૫૭૬ સંવત ૧૬૩૦ શ્રાવણ સુદ ૭ ને રોજ અકબરશાહ તરફથી શાહજાદા સેલીમ તથા અંબરના રાજા માનસિંહે જ્યારે મહારાણા પ્રતાપસિંહજી ઉપર ચડાઇ કરી ત્યારે હલદીઘાટના યુદ્ધ પ્રસંગમાં જવાસ રાવતજી પોતાના રાજપૂત લશકરથી ગયા હતા. રાવતજી વાઘજીનો દેહાંત સંવત ૧૬૪૧ માં થયો હતો*

**चन्द्रभाणजी**—( નં. ૫૭ નો પુત્ર ) આ રાવજીને ચંદ્રસિંહ પણ કહેતા હતા તેઓ વિ. સં. ૧૬૪૧ માં રાજ્ય ગાદીએ બેઠા. આ રાવતજીના વખતના અમોને ચાર શીલા÷ લેખ મળેલા છે.

---

× જુઓ આ લડાઇનાં વિશેષ વર્ણન માટે ટાડ રાજસ્થા ભાગ ૧ લો પુષ્ટ ૨૪૦ તથા ભારત રાજમંડલ પુષ્ટ ન ૩૦૫

*ખેતીઆરાના અઘાટનો શીલા લેખ વિ. સ. ૧૬૪૫ વરખે ચૈત્ર વદી ૧ બુધવાસરે શ્રીમન્રાજ રાવતજી શ્રી ચંદ્રભાણજી. ઇત્યાદી.

÷પાદરડીનો શીલા લેખ સંવત ૧૬૫૨ વરખે ભારવા વદી ૯ ને ભોમવારે રાજ રાજાશ્રી ચંદ્રભાણજીની રાણીશ્રી રાજમતિ ( રાજકુંવર ) કુંવરશ્રી જસવત સિંહજી કુવરશ્રી લક્ષ્મનસિંહજી કુ શ્રી ખેંગારજી કું. શ્રી સુરજી શ્રી મહાદોજીના મદીરમાં અનછેત્ર કરાવ્યું જોશીજી વાલજી ત્રવાડી મુકલજી પુત્ર ત્રીકમજી શુભંભવતુ.

જે વખતે મહારાણા પ્રતાપસિંહજી પાસેથી દીલ્લીના સુલતાન અકબર શાહે મેવાડનો કેટલોએક ભાગ સર કરી લીધો ત્યારે મહારાણા પ્રતાપસિંહ ચાંમડ તથા જવાસની સરહદના હાથીઆના પહાડોમાં નીવાસ કરી સુલતાનની પાસેથી મેવાડની ગયેલી ભૂમિ હસ્ત કરવાની કોશીષમાં હતા. તે સમયે એટલે સંવત ૧૬૪૧ માં જવાસ રાઉજી ચંદ્રભાણજી કે જેને આઠ કુવર હતા તેમાંથી મોટા પાંચ કુવર તથા પોતાના પીત્રાઇ ભાયાતોને સાથે લેઇ મહારાણાના ઉપર આવેલી આફતમાં ભાગ લેવા ગયા હતા. સુલતાન તરફથી દીલમુરાદ નામનો લશ્કરી સુબેદાર પ્રતાપસિંહને પકડવા માટે ૨૦૦૦ નું ઘોડેસવાર લશ્કર લઈ ઓચીંતા મહારાણાશ્રીને ઘેરી લીધા તે વખતે જવાસ રાઉજી ચંદ્રભાણજી પોતાના પાંચ કુંવરો તથા બીજા ચોહાણ ભાયાતો સહીત યવનો ઉપર તૂટી પડયા. એ વખતે કુંવર લછમનસિંહે બહાદૂરીથી યવનોને કાપતાં કાપતાં યવનોની છાવણીની અંદર જઇ દીલમુરાદના હાથી ઉપર પોતાનો ઘોડો ઠેકાવી હાથીના કુંભસ્થળ ઉપર ઘોડાના પગ ઠેરાવી હાથીનો હોદો તથા દીલમુરાદનું શીર એક ઘાવમાં વીંધી જમીન ઉપર પાડી ધૂળ ચાટતો કર્યો. પોતાના પુત્રને આવો સાહસીક યોદ્ધો જોઇ જવાસ રાવતજીએ એવી તો આગ સરાખી તલવાર ચલાવી કે ૨૦૦૦ યવનોનો ઘાણ કાઢી વિજય પ્રાપ્ત કર્યો.[1]

ચંદ્રભાણજીએ મહારાણા પ્રતાપસિંહજીને હાથીઆના મગરાઓમાં છાવણી

---

ધૂળેવના જૈન મંદીરની પાટીનો લેખ—સંવત ૧૬૫૨ વરખે શ્રી મૂલ સંઘે સરસ્વતિ ગણે બલાકાર ગણે.... શ્રી વિજય કીર્તિ શ્રી ખડક દેશે જવાસ શ્રીમન્ ગણે...રાન રાવતજી શ્રી ચંદ્રભાણજી રાજકુંવર શ્રી જસવતસિંહજી યુવરાજ્યે યત્ર વાસીવ્ય.........ધૂરેવ નગ્રે શ્રી રખભદેવાયે પ્રતિમા......પ્રતિષ્ટા.......

ભાણુદાના અઘાટનો શીલા લેખ. સંવત ૧૬૫૪ વરખે પોશ વદ ૫ દીને રાજાશ્રી ચંદ્રભાણજી કુંવરશ્રી જસવતસિંહજી........

૧ આ યુદ્ધ પાદરડી તથા કોજાવા કાંના દરમીયાન પહાડને હાથીયા કહે છે ત્યાં થયું હતું.

કરી રાખ્યા હતા અને હરવખ્ત મુસલમાન લશ્કરની સાંમે આ રાવજીએ કમર કસી પોતાની તલવાર બહાદૂરીથી ચલાવી હતી.

---

દીલમુરાદ સાથે ભોમીઆ રાજપૂતોએ જે બહાદૂરી કરી તેની નીચે મૂજબ કવિતાઓ આજ પણ ભાટ ચારણ બોલે છે.

दोहा.

कीम रंगड आयो कहुं, मरीयां जासी मोड;
दील मुराद इम दाखीयो, चंद्र भयो मम सूल;
तु कींम भांखे तरकडा, बोल वडागर बांय,
मरसां तो करसां मही, जुगतांय नाम न जाय—

---

लीखीए बीर सुण बोल अश्व खग तोल उठाया;
भयो जुद्ध भयभीत, गीत गुण अपछर गाया;
अल्ला तुरक उचार, करे हल्ला कट काइ
पडी धाक परचंड, बीरांतद बाग उडाइ;
पडीया म्लेछ केता प्रगट, सुजश कीयो महिपेंखरे;
दील मुराद मार्यो दुपट, चौहान वीर चंद्रेसरे—

---

लच्छा पन सचा कीया, मुगल कीता एक मार,
मदां अंध मुरादकों, तें झोंकी तलवार;
लच्छा बंधव लालचख, रायसिंह रणधीर;
जाल खग बडझाट दे, मार लीया बहु मीर;
तके बंधु लच्छा तणो, सूरसिंह भड सोय;
दे झाटक अरियां दलां, बला तणी जड खोय—

---

રાવતજીચંદ્રભાણજીના બીજા નંબરના કુંવર ખેંગારસિંહે[1] થાણાના[2] ખરાડી ગરાસીયાઓને મારી સં. ૧૬૪૨ માં પોતાનો કબજો કરી સ્વતંત્ર રાજ સ્થાપ્યું. રાવતજી ચંદ્રભાણજી સં. ૧૬૫૭ માં સ્વર્ગવાસી થયા.

---

૧ ખેંગારસિંહ—સં. ૧૬૪૨ થી ૧૬૯૦ સુધી.
|
જસરાજજી—સં. ૧૬૯૦ થી ૧૭૧૫ સુધી.
|
જગન્નાથજી—સં. ૧૭૧૫ થી ૧૭૪૫ સુધી.
|
અમરસિંહ—સં. ૧૭૪૫ થી ૧૭૬૮ સુધી.
|
દોલતસિંહ—સં ૧૭૬૮ થી ૧૭૭૨ સુધી.
|
લાલસિંહ—સં. ૧૭૭૨ થી ૧૭૭૮ સુધી.
|
જસવતસિંહ—સં. ૧૭૭૮ થી ૧૭૮૩ સુધી.
|
ખેંગારસિંહ—સં. ૧૭૮૩ થી ૧૭૯૮ સુધી.
|
જગતસિંહ—સં. ૧૭૯૮ થી ૧૮૨૪ સુધી.
|
જેતસિંહ—સં. ૧૮૨૪ થી ૧૮૫૬ સુધી.
|
મોકમસિંહ—સં. ૧૮૫૬ થી ૧૮૬૩ સુધી.
|
સૂરજમલજી—સં. ૧૮૬૩ થી ૧૮૮૩ સુધી.
|
કુબેરસિંહ—સં. ૧૮૮૩ થી ૧૯૧૪ સુધી.
|
પરબતસિંહજી—સં. ૧૯૧૪ થી વિદ્યમાન ઠાકોર
વિ— |

રઘુનાથસિંહજી યુવરાજ

રતનસિંહજી વિ— (જવાસ ગોદ ગયા) વિ૦

વિ૦ લાલસિંહજી વિ—

કેશરીસિંહજી વિ૦ | રણજીતસિંહ વિ૦ | વિજયસિંહ. વિ૦

૨ આ સ્વસ્થાનને પણ સેસન સુધી અખત્યારે છે તથા દીવા-

**જશવંતસિંહ**—(નં. ૫૮ નો પુત્ર) આ રાજા વિ. સં. ૧૬૫૭ માં ગાદીએ બેઠા ઈ. સ. ૧૬૦૮-૧૦ સંવત ૧૬૬૪-૬૬ સુધી મેવાડના મહારાણા અમરસિંહ ઉપર મુગલ બાદશાહ શાહજહાં (સેલીમ) એ ચડાઇ કરી તે વખતે જવાસ રાવતજી જશવંતસિંહ તરફથી તેમના ભાઇ[1] થાણાવાળા ખેંગારસિંહ મહારાણાની કુમકે ગયા હતા. ખેંગારસિંહે યુદ્ધમાં સારો ભાગ લીધો જેથી મહારાણાશ્રીએ ખેંગારસિંહનું સારૂં સન્માન કરી એક હાથી તથા અમુલ્ય શરપાવ બક્ષ્યો હતો.[2]

વિ. સં. ૧૬૭૩ માં ઇડરનો રાવ વીરમદેવ કાશીની યાત્રા માટે ગયો જાણી મહારાણા અમરસિંહે [3]ઇડર તાબાના પાનરવા, પહાડા, જવાસ, જુડા અને માદડી પાથીઆ વસેછા ઇત્યાદી તાલુકાના રાજાઓને પોતાના પક્ષમાં લેઇ મેવાડની સરહદમાં મેળવી દીધાં. આ વાતની જાણ વીરમદેવના ભાઇ કલ્યાણમલ્લને થતાં તે મોટું લશ્કર લેઇ ખેરવાડાથી પૂર્વે એક કોશના ફેંસલા ઊપર આવી મહારાણાથી લડાઇ લીધી અને મહારાણાને હરાવી ઉપરના જાગીરદારોને સમજાવી પોતાની હકુમતમાં લીધા. રાવતજી જશવંતસિંહજી સં. ૧૬૭૯ માં જવાસમાં કપુરીઆ તલાવ બંધાવ્યું ત્યારબાદ એજ સાલમાં આ રાવતજીનો દેહાંત થયો.

**સૂર્યમલ્લજી**—(નં. ૫૯ નો પુત્ર) આ રાવતજીને સૂર્યસિંહ પણ કહેતા હતા; એમના વખતના બે શીલાલેખ[4] અમોને મળેલા છે. તેઓ

---

નીમાં ગમે તેટલા દાવા ચૂકાવી શકે છે.

૧ આ લડાઇની વિશેષ હકીકત માટે રાસમાલા ભાગ પહેલો પૃષ્ટ ૬૭૬ તથા ભારત રાજમંડલ પૃષ્ટ ૨૦૨ તથા ટૉડ રાજસ્થાન ભાગ પહેલો પૃષ્ટ ૧૮૮ માં જુઓ.

૨ ઉપરની હકીકત દંતકથારૂપે આજપર્યંત ભાટ ચારણોને મોઢેથી સાંભળવામાં આવે છે.

૩ આ સરદારો ઊપર ઈડર તથા ઉદેપુરના રાજાઓ કબજો કરવા ધારતા હતા પરંતુ તેઓ હમેશાં સ્વતંત્ર રહેતા હતા.

૪ જવાસના જીર્ણ મંદીરની પાટીનો લેખ વિ. સં. ૧૬૯૭ ચૈત્ર વદી ૮ દીને રાવતજી શ્રી. સૂર્યમલજી........

વિ. સં. ૧૬૭૯ માં ગાદીએ બેઠા.

ઇડરના રાવ જગનનાથના સમયમાં ગુજરાતના હાકેમે ખંડણીની માગણી કરી ત્યારે ઇડરના રાવે એવો પ્રશ્ન કર્યો કે આપ અમોને ધુળેવ સુધીની ખંડણી મારા ખંડીઆ રાજાઓ પાસેથી કબુલ કરાવી આપો. કારણ કે જંવાસનો ચૌહાણ રાવ મને ખંડણી આપતો નથી; એવી રીતે હાકેમને સમજાવી ઉશ્કેર્યો તેથી ગુજરાતનો હાકેમ તથા મુગલ બાદશાહ શાહજહાંના શાહજાદા મુરાદે જવાસ ઉપર ચડાઇ કરી; જવાસ રાવતજીને જાણ થઇ કે ગુજરાતનું યવન લશ્કર લૂંટ કરતું જવાસ ઉપર આવે છે ત્યારે તેઓ પોતાનું લશ્કર લેઇ સુલેઇ ગામથી જવાસ આવતા ભુખીઆ તળાવના ઉપરના ભાગમાં યવન લશ્કરથી મુકાબલો કર્યો[1] પરંતુ યવન લશ્કર અસંખ્ય હોવાથી ચૌહાણ વીર સૂર્યમલજી બહુ યવનોને કાપી અંતે સંવત ૧૬૯૮ માં કામ આવ્યા. ત્યારે તેમનાં બે રાણી સતી થયાં[2] યવનોએ જવાસને લુંટી સળગાવ્યું અને ખંડણી કબુલ કરાવી ગુજરાત તરફ ગયું.

**जैत्रसिंह**—( નં. ૬૦ નો પુત્ર ) આનું ઉપનામ જેતસિંહ હતું એ વિ. સં. ૧૬૯૯ માહ સુદી ૩ ને રોજ રાજ્યગાદીએ બેઠા, પરંતુ તેમની બાલ્યાવસ્થા હોવાના કારણથી તેમનાં દાદી રાજ્ય કારોબાર ચલાવતાં હતાં; આ રાજાના વખતના બે શીલાલેખ[3] અમોને મળેલા છે એમને ગોપાલસિંહ તથા અમરસિંહ નામના બે કુંવર

---

૧ આજ પણ જે જગોએ સૂર્યમલજી ઘાયલ થયા અને મરાણા તે જગોએ અસંખ્ય કબરો ઇત્યાદી નીશાનીઓ છે.

સૂર્યમલની રાણી અમરકુંવર તથા રાજકુંવર તેમની પાછળ સતી થયાં.

૨ જવાસની છત્રીઓ પાસે સતીનો લેખ સંવત ૧૬૯૮ વરખે શાકે ૧૫૬૩ પ્રવર્તમાન્યે ઉતરાયન ગતે સૂર્ય મહામાંગલ્ય માહસે માઘ માસે કૃષ્ણ પક્ષે ૭ મી તીથૌ ભૃગુવાસરે રાજા રાવતજી શ્રી સુર્યમલજી રણગતે વૈકુંઠ પ્રાપ્તિ તસ્ય ભાર્યા બાશ્રી લાડીજી જમનાબાઇ (વહીવંચાંનાં ચોપડામાં આનું નામ અમરકુંવર છે) અગ્ની પ્રવર્ત ભવંતી શ્રી સૂર્ય સાક્ષી મા સાહબ શ્રી શ્રી શ્રી શ્રી.ગઢ ઉંચવણ નીમણીની ઉલાદ........

૩ કટેવડીના અઘાટનો શીલાલેખ સંવત ૧૭૩૬ વરખે કારતીક

હતા તેમાં વડા ગોપાલસિંહનો દેહાંત પીતાની હૈયાતીમાં થઇ ગયો હતો.

ઇ. સ. ૧૬૮૦ વિ. સં. ૧૭૩૭ માં રૂપનગરની રાજકુમારી માટે મુગલ બાદશાહ ઔરંગજેબના સાથે ઉદેપુર મહારાણા રાજસિંહે મોટું યુદ્ધ કરી બહાદુરી મેળવી તે વખતે ઇડર રાજ્યમાં બાદશાહ તરફથી હુસેન નવાબ નીમાયલો હતો. તેને હિંદુ રાજ્યમાંથી કહાડવા માટે ઇડર રાજ્યના તમામ રાજપૂત સરદારો પાનરવા, જુડા, પહાડા અને જવાસ ઇત્યાદીના રાજ્ય કર્ત્તાઓએ મહારાણાની તરફ થઇ ઔરંગજેબને સીકસ્તદીધી ત્યારબાદ મહારાણાશ્રીના વડીલ પુત્ર ભીમસિંહે ઉપરના સરદારોની મનસા પૂર્ણ કરવા માટે મોટા લશકરની સાથે ઉપરના રાજપૂત સરદારોને સાથે લેઇ ઇડર રાજ્ય ઉપર ચડાઇ કરી. ઇડર, મોડાસા, પાટણ તથા સીધપુર ઇત્યાદી સુલતાનના તાલુકાઓને લુંટી બરબાદ કર્યા અને ત્યાંથી સુરત તરફ જવા ધારતા હતા. તે દરમીયાન ગુજરાતની ગરીબ રૈયત તથા સીધપુરના બ્રાહ્મણોનો પૂકાર ઉદેપુર મહારાણાને પહોંચતાં; હિંદુધર્મ રક્ષક મહારાણા રાજસિંહે તેમ કરવા કુંવર ભીમસિંહને ના કહેવરાવી ઉદેપુર બોલાવી લીધા. તે વખતે જવાસ રાઉજી જેતસિંહ ભીમકુંવરની સાથે ઉદયપુર ગયા હતા અને ત્યાં તેમનું મહારાણાશ્રીએ સારૂં સનમાન કર્યું હતું.[1] આ રાવતજીનો વિ. સં. ૧૭૪૧ મા દેહાંત થયો.

---

સુદી ૧૩ રવી દીન રાજા રાવતજી શ્રી જેતસિંહજી કુંવર શ્રી અમરસિંહજી કટેવડીના પટેલ હીરા કારા ઉપર ધાડું ન આવે............શ્રી રખભ દેવની આણ તથા ગધેડે ગાલ..........

જવાસના જીર્ણ મંદીરના અધાટનો લેખશ્રી સીદ્ધ શ્રી ગણેશાય નમઃ સંવત ૧૭૪૦ આશ્વીન માસે કૃષ્ણપક્ષે બીજ સનીવાસરે જવાસ નગ્રે મહારાજા રાવતજી શ્રી વાઘજી તત્પદે રા. શ્રી ચંદ્રભાણજી તત્પદે રા૦ શ્રી જસવતસિંહજી તત્પદે રા. શ્રી સૂર્યમલજી તત્પદે મહારાજાશ્રી રાવતજીશ્રી જીતસિંહજી વિજય રાજ્યે સૂર્યમુખ આદેશાત અથ અધાટશ્રી પાર્શ્વનાથની પોશાળ પાસે ઉતારૂ ઉતરવા પાવે નહિં. રાવતજી વતી શાખ મેતા લક્ષ્મીદાસ વ્યાસ સુમજી અ. પરતાપજી વ૦ નગજી ઉકારીજી વ૦ ભાણજી...

૧ આ લડાઇના વિષેશ વર્ણન માટે જુઓ ટૉડ રાજસ્થાન ભાગ પહેલો પુષ્ટ ૨૩૩.

अमरसिंह—( નં. ૬૧ નો પુત્ર ) આ રાજા વિ. સં. ૧૭૪૧ માં રાજ્ય- ગાદીએ બેઠા .આના વખતનો એક શીલા લેખ[1] અમોને મળેલો છે. આ રાવતજીને સરદારસિંહ તથા સુરતસિંહ નામે બે કુંવર હતા

સંવત ૧૭૫૫ માં રાણાવત શીશોદીઆ સરદારની એક ટુકડી લઇ રાવતજી પોતાના સસરા મોરી મેઘરાજના સેલંકી સરદારને ત્યાં વેઢ પહે- રવા માટે જતા હતા. રસ્તામાં પોતાની સરહદમાં ખેરવાડાથી બે માઇલના ફેંસલા ઉપર વડલાની ધાટી પાસે ગયા ત્યારે ત્યાં એક મોટી ભીલની પાલ હતી અને તે ભીલ લોકો જબરજસ્ત હતા. તે ભીલ લોકોના મુખીઆ ( પટેલ ) નો પાડો લોહીથી મજબુત રસ્તા ઉપર ચરતો જોવામાં આવ- વાથી જવાસ રાવતજીએ એ પાડો જવાસ દસેરા ઉપર મહાકાલીના ભોગ માટે લઇ જવા આજ્ઞા કરી–તે વખતે હિમતસિંહ નામના રાણાવતે કહ્યું કે અનદાતા આ પાલ ભારી જોરાવર અને બંડખોર છે માટે આપણે જો આ.પાડો અત્યારે હાંકીશું તો ભારે લડાઇ થશે માટે મારો વિચાર એવો છે કે મોરીથી આપણે ઘેર જઇશું ત્યારે એ પાડાને જરૂર લઇ જઇશું આવી રીતે રાવતજીના મનનું સમાધાન કરી મોરી ગયા.

આ વાતની જાણ ભીલ લોકોના મુખીઆઓને થતાં તે અભીમાની ભીલોએ રાવતજી મોરીથી આવે છે એવું જાણી રસ્તા ઉપર પાડાને ઉભો રાખ્યો હતો.

મોરીથી વળતાં રસ્તા ઉપર ઉભેલો પહાડો રાવતજીના હુકમથી રાણાવત સરદારોએ જવાસ તરફ હાંકયો તે વખતે અસંખ્ય ભીલો ચારે તરફથી આવી પહોંચ્યા ત્યાં ભારી લડાઇ થઇ તેમાં રાવતજીના વડીલ કુંવર સરદારસિંહ કામ આવ્યા તથા રાણાવતોના ૨૫ આદીમી રણભૂમીમાં પડયા છતાં પાડો તથા રાવતજીની પાલખી નીર્વિઘ્ને જવાસ લાવ્યા એરાણાવતના વંશજ આજ પણ ઘોડી તથા ભુદરમાં છે. આ રાવતજીનો દેહાંત સંવત ૧૭૫૯ માં થયો.

सूरतसिंह—( નં. ૬૨ નો પુત્ર ) આ રાવતજી સંવત ૧૭૫૯ માં ગાંદીએ

---

૧ બાવલવાડાના અઘાટનો શીલા લેખ—સંવત ૧૭૫૭ વરખે કારતીક સુદ ૧૧ સોમ દીને રાવતજી શ્રી અમરસિંહ તરફથી દોડીઆ ઉદાજી કાનાજી નો અઘાટ નાખ્યો છે.

બેઠા. આના સમયનો એક તામ્રપત્ર તથા એક શીલાલેખ[1] અ-મોને મળેલો છે.

વિ. સં. ૧૭૬૮ માં ઉદેપુર મહારાણા સંગ્રામસિંહજીએ ધુળેવ[2] (કેશરીઆનાથ) ઉપર ચડાઇ કરી તે વખતે રાવતજીના યુવરાજ છત્રસિં-હજી ઘણો વખત શ્રી પાદર (પાદરડી) તથા ધૂળેવમાં રહેતા હતા. તેણે મહારાણા સાથે યુદ્ધ કર્યું, પરંતુ પોતાના સાથે અલ્પ સૈન્ય હોવાના સબ-બથી જય મળવો મુશ્કીલ સમજી તેઓ પાદરડી ચાલ્યા આવ્યા જેથી મહારાણાશ્રીએ ધૂળેવનો કબજો કરી ઉદેપુરનું થાણું બેસાડયું.

રાવતજી સુરતસિંહે નવિન દરીખાનું, મહેલ તથા દરવાજો બના-વ્યો તથા રાજયગુરૂના મઠમાં વાવ બંધાવી હતી.[3]

આ રાવતજીને હમેશાં એવો નીયમ હતો કે કારચ્છા ગામના મગરા ઉપર ટુંટલી દેવજીનું મંદીર છે.[4] ત્યાં હમેશાં દર્શન કરવા જતા હતા, અને દર્શન કર્યાબાદ ભોજન કરતા હતા જેથી વર્ષારૂતુમાં અથવા તો કોઇ કામ પ્રસંગમાં રોકાણ થતી તો નીયમીત ભોજનમાં ખામી થતી; જેથી

---

૧ મહારાણા સંગ્રામસિંહજીનું તામ્રપત્ર દાનપત્ર—સંવત ૧૭૬૮ વર્ષે મહારાજાધીરાજ મહારાણાજી શ્રી ૧૦૮ શ્રી સંગ્રામસિંહજી રાવતજી સુરત-સિંહજી તથા કુંવર છત્રસિંહજી જવાસ વાલેસે ધુલેવ ગામ જીતકર મહારાણા-શ્રીજીને શ્રી રિખભદેવજીકો તાંબાપત્ર ભેટ દીયા; પુજા નૈવેદ કે વાસ્તે......

૨ પાદરડીના સતીના પાવરીઆનો લેખ.—સંવત ૧૭૬૯ વરખે કા-ર્તીક સુદ ૩ ને ભોમવારે રાવતજી શ્રી સુરતસિંહજી સમયે ખડક દેશે વિપ્ર દવે શામજી વૈકુંઠ પ્રાપ્તે તસ્ય ભાર્યા દેવુબાઇ સતી થયાં.........

ધૂળેવ એને કેશરીઆનાથ અથવા રખભદેવજી પણ કહે છે અહીં હીંદુસ્થાનના દરેક જૈનો મોટા મોટા સંઘ ક્હાડી જાત્રાએ આવે છે અને તે મંદીરની વ્યવસ્થા મહારાણાશ્રીજી તરફથી ઉત્તમ પ્રકારે ચાલે છે. ખીચી ચૌહાણ લીંબાજી (ભીમસીંહે)એ જયારે ખડક દેશમાં કબજો કરી જવા-સમાં રાજપુતિ રાજ્ય સ્થાપ્યું ત્યારથી એટલે સંવત ૧૫૪૨ થી સવત ૧૭૬૮ સુધી એટલે ૨૨૬ વર્ષ સુધી ધુળેવ જવાસ રાવજીના કબજામાં હોવું જોઇએ.

૩ આ મકાનો તથા વાવ યદ્યાપિ કાયમ છે.

૪ આ દેવીજીનું મંદીર તથા છત્રી હાલ પણ કાયમ છે.

જવાસના ઉંચા પહાડ ઉપર એક બે મજલાની છત્રી બનાવી તે ઉપર ચડી ટાઇમ ન મળે ત્યારે છત્રી ઉપરથી માતા દર્શન કરી બાદ ભોજન કરતા હતા. આ રાવતજી વી. સ. ૧૭૭૦ માં સ્વર્ગવાશી થયા.

**छत्रसिंहजी**—( નં. ૬૩ નો પુત્ર ) આ રાવતજી સંવત ૧૭૭૦ માં રાજ્ય ગાદીએ બેઠા તેઓ પોતાના પીતાથી કલહ કરી.ઘણો ભાગ પાદરડીમાં કહેતા હતા તેઓ વ્યભીચારી હોય એવું કેટલીએક દંત કથાઓ ઉપરથી સાબીત થાય છે અને એટલાજ માટે પુત્ર પીતાને અણુબનાવ થવાનું કારણ હોવું જોઇએ. આ રાવતજી એમના પીતાના પછી ફક્ત બે વરસ રાજ્ય કદી સંવત ૧૭૭૨ માં સ્વર્ગસ્થ થયા.[1]

**सामतसिंह**—( નં. ૬૪ નો પુત્ર ) આ રાવતજી સંવત ૧૭૭૨ પોશ સુદી ૧૩ ને રોજ રાજ્ય ગાદીએ બેઠા આ રાવતજીની ધર્મ ઉપર બહુ સારી આસ્થા હતી; તેમના વખતના ત્રણ શીલાલેખ[2] અમોને મળેલા છે આ ધર્મધુરંધર રાજાનો દેહાંત સંવત ૧૭૮૨ માં થયો.

**कल्याणसिंह**—( નં. ૬૫ નો પુત્ર ) આ રાવતજી શવંત ૧૭૮૨ માં રાજ્ય ગાદીએ બેઠા આ રાવતજીના સમયના અમોને બે શીલા લેખ તથા એક તામ્રપત્ર[3] મળેલા છે.

---

૧ આ છત્રસિંહનો દેહાંત થવાથી તેમનાં રાણી શ્રી જવકુંવર સંવત ૧૭૭૨ પોશ સુદી ૨ ને ભોમવારે ( શ્રોપાદરે ) પાદરડી ગામમાં સતી થયાં.

૨ લીંબગણેશના મંદીરનો લેખ સંવત ૧૭૭૪ વરખે વૈશાક સુદ ૨ રવિ દીને રાવતજી શ્રી શ્રી શ્રી સામતસિંહજી તરફથી સલાટ હરચંદસુત જીવાભાઇએ સમાર કામ કર્યું.

જવાસ જૈનમંદીરના અઘાટનો લેખ--સંવત ૧૭૭૬ વર્ષે મહા સુદ ૫ સની દીને જવાસ નગ્રે રાવતજી શ્રી સામતસિંહજી આ દેરાસર ઉદેપુર વાસી ગાંધી શ્રી મદનજીસુત દીપચંદજીએ સમાર કામ કરાવ્યું તેને વીખેરે તેને ગધડેગાલ છે.

•જવાસ જીર્ણ મંદીરનો લેખ--સંવત ૧૭૭૯ વર્ષે મહા સુદી ૯ સની દીને રાવતજી શ્રી સામતસિંહજી આદે સાત પારસનાથજીને દહેરે ઉતારૂ ઉતરવા પાવે નહિ આ અઘાટ લોપે તેને ગધેડે ગાલ છે તથા સંવત ૧૭૭૪ નું પાપ છે દાઃ મહેતા કેશવજી.

૩ વનેશ્વર મહાદેવનો શીલાલેખ—સંવત ૧૭૯૩ વર્ષે મહા વદ ૧૪ રવિ દીને મહારાજા શ્રી રાવતજી કલ્યાણસંગજીના રાણીશ્રી કપુરદેવી કુમા-

જયારે ઝનુની અફગાન તથા મરાઠાઓએ ચોતરફથી દીલ્હીના મુગલાઈ રાજ્યને લુંટવા લાગ્યા હતા તે વખતે મરાઠાઓએ ગુવાલીયર માળવા અજમેર અને દ્વારીકા સુધી પોતાના વિજયી ઝુંડા ફરકાવી રહ્યા હતા તે વખતે દેશમાં સર્વ જગોએ અશાંતિ ફેલાઇ રહી હતી જેથી આ ભયાનક સમયનો લાભ લેઇ મહારાણા સંગ્રામસિંહના તરફથી સાહસિક સકતાવત સરદાર જેતસિંહે સં. ૧૭૮૪ માં ખડક દેશ ઉપર પ્રયાણ કર્યું અને જવાસમાં લુંટ ચલાવી આગ લગાવી તે વખતે જવાસ રાવતજી ડુંગરપુર હતા તેમને જાણ થતાં તેઓ જવાસ આવ્યા પરંતુ સકતાવતની સાથે વીશેષ સૈન્ય હોવાથી સામે થઇ શક્યા નહિં આ સકતાવત સરદારે ઇડર જીત્યું અને ઇડર તથા મેવાડની વચેનો પ્રદેશ જે સ્વતંત્ર હતો તેના ઉપર ઉદેપુર મહારાણાનો કાબુ બેસાડવા પ્રયત્ન કર્યો હતો.

દેવગઢ બારૈયાના મહારાઉલ માનસિંહજીના દેહાંત બાદ એક બલુચ સરદારે દેવગઢ બારીયાનો કબજો કરી લીધો જેથી તેમના રાણી કુંવર પૃથુરાજજીને લેઇ ડુંગરપુર રાવલજી શીવસંગજીને આશ્રયે આવી રહ્યાં હતાં તે વાતની જાણ રાવતજી કલ્યાણસિંહજીને થતાં તેમને જવાસ લાવી ઘણી બરદાસથી રાખ્યાં હતાં સંવત ૧૭૯૨માં ડુંગરપુર રાવલજી તથા જવાસ રાવજીએ બારૈયા જઇ બલુચ સરદારને મારી પૃથિરાજજીને ગાદીએ બેસાડયા હતા. રાવતજી કલ્યાણસંગજીને દોલતસિંહ, અજીતસિંહ અને જીતસિંહ નામે

---

રશ્રી અમરસંગજી શ્રી મહાદેવ અર્થે......આજોમીન......લોપે તેને ગધેડે ગાલ છે.

ધુળેવ કેશરીઆનાથનાં મંદીરની પાટીનો શીલ્લા લેખ સંવત ૧૭૮૯ વર્ષે મહા સુદી ૧૫ મહારાવતજી શ્રી કલ્યાણસિંહજી રાજસ્થાન જવાસ શ્રી રખભદેવની યાત્રા કરવા આવ્યા હતા.

ધૂળેવના વિપ્ર નંદલાલજીને ત્યાંથી મળેલો ત.મ્રપત્ર.

## श्रीरामजी.

## સહી.

રાવતજી શ્રી કલ્યાણસિંહજી રાજસ્થાન જવાસ. શ્રી રખભદેવજીની જાત્રા કરવા આવ્યાં ત્યારે ગામ બેંહાડિવા સંકલ્પ કીધો તે રાવલ ભાણુજીને દીધું સો ખાધા જાજો—अरदतं परदतं वांजे लोपंते वसुंधराः ते नर

ત્રણ કુંવર હતા તેમાં અજીતસિંહ તથા જીતસીંહને સુવેરી તથા સુવેદરા સંવત ૧૯૭૪માં જાગીરમાં મળ્યાં. આ રાવતજીનો દેહાંત સંવત ૧૯૭૪ માં થયો.

---

नरक जावंति यावत् चंद्रो दीवाकराः સંવત ૧૭૮૯ મહા સુદી ૧૫ હુકમ રાવરો.

ઉપરના તામ્ર પત્ર તથા બીજા શિલ્લા લેખો ઇત્યાદી કેટલાએક પુંરાવાઓ ઉપરથી સીદ્ધ થાય છે કે આ ચૌહાણ રાજા મહા દાનવીર સમૃદ્ધિવાન તથા ધર્મવીર વિગેરે ઉત્તમ ગુણોથી પરિપોષીત હતા. આ રાજાની જાહેજલાલી સુધી જવાસ રાજ્યની સારી જાહોજલાલી હતી એવા અસંખ્ય પુરાવાઓ ઉપૂરથી પ્રતિત થાય છે.

**दोलतसिंहजी**—( નં૦ ૬૬ નો પુત્ર) આ રાવતજી સંવત ૧૭૫૪ માં ગાદીએ બેઠા; તેમને ઉમેદસીંહ, વખતસિંહ તથા જોરાવરસિંહ નામે ત્રણ કુંવર હતા, તેમાં વખતસિંહ તથા જોરાવરસિંહને વિ. સં. ૧૭૯૫ માં બાવલવાડાની જાગીરી આપી ત્યારબાદ એજ સંવતમાં આ રાવતજી શ્રીનો દેહાંત થયો.

**उमेदसिंह**—( નં. ૬૭ નો પુત્ર આ રાવતજી વિ. સં. ૧૭૯૫માં ગાદીએ બેઠા બાર એક વરસમાં એટલે વિ. સં. ૧૭૯૬ના માગશીર શુકલ પક્ષમાં તેમનો દેહાંત થયો.[1]

**वखतसिंह**--( નં. ૬૭ નો બીજા નંબરનો પુત્ર ) રાવજી ઉમેદસિંહનો બીન પુત્રે દેહાંત થવાથી તેમના બીજા નંબરના ભાઇ વખતસિંહજી વિ. સં. ૧૭૯૬ ના માગશીર કૃષ્ન પક્ષમાં ગાદીએ બેઠા, આ રાવતજીના સમયનો અમોને એક શીલ્લા લેખ[2] મળેલો છે.

સંવત ૧૮૦૩ માં મેવાડ દરબાર તરફથી સલુંબરના ચુંડાવત સરદાર રાવતજી પહાડસિંહે જવાસ ઉપર ખંડણી લેવા માટે મોટા લશકરથી ચડાઈ કરી ખંડણીની માગણી કરી ત્યારે જવાસ રાવજીએ ખંડણી આપવા વિષે ચોખી ના કહી લડાઇ શરૂ કરી તેમાં જવાસ રાવજીની હાર થવાથી તેઓ મગરામાં લશકર એકઠું કરવા રાત્રે ચાલ્યા ગયા તે વાતની સલુંબર રાવજીને જાણ થતાં તેઓએ રાત્રેજ જવાસ ઉપર ઓચિંતાં

---

૧ આ રાવતજીના વખતમાં સલુંબરનો એક કવિ આવ્યો હતો અને તેનો યોગ્ય સતકાર નહિં થવાથી નીચે મુજબ શ્રાપ દઇ ચાલ્યો ગયો હતો.

दोहा.

उमा उमेदी गइ, गइ फुलनकी बास;
उमारावत आपरी, जोगण भइ जवास.

આ કવિએ તથા સલુંબર રાવજીને ઉશકેરી મેવાડી સૈન્યથી જવાસને બાળી લુંટાવી પોતાના શ્રાપની દ્રઢતા કરી હતી.

૨ મોજે કેલાવાડાનો અઘાત સંવત ૧૭૯૬ મહાવદી ૧૦ ને શુક્રવારે રાવતજી શ્રી વખતસિંહજી સમયે ઠા૦ વાઘા તથા વીરાનો અઘાટ નાખ્યો છે.

છાપ્પો મારી જવાસ, જુથરી તથા કારચ્છાને લુંટી આગ લગાવી ૧મેવાડ દરબારનું થાણું બેસાડયું હતું; આ ઝગડામાં સુવેરીવાળા જસરાજજી કામ આવ્યા હતા. સં. ૧૮૦૩ શ્રાવણ સુદ ૧૫.

ત્યારબાદ રાવતજી વખતસિંહે પહાડમાં રહી પાલવી લોકોને એકઠા કરી મેવાડ દરબાર શ્રીના ગામો લુટી સળગાવવા લાગ્યા. જેથી મેવાડમાં અશાંતિ ફેલાઇ ગઇ જાણી મેવાડ મહારાણાશ્રી જગતસિંહને જવાસ ઉપરથી પોતાનું થાણું ઉઠાવી લેવાની ફરજ પડી હતી;

રાવતજી વખતસિંહજીને હીમતસિંહ ,નાથસિંહ તથા કુબેરસિંહ નામના ત્રણકુંવર હતા. આ રાવતજીનો દેહાંત સંવત ૧૮૧૮ માંથયો.

**हिमतसिंहजी**—( નં. ૬૮ નો પુત્ર ) આ રાવતજી સંવત ૧૮૧૮ માં રાજ્ય ગાદીએ બેઠા તેમનાવખતના અમોનેબે શીલાલેખ મળેલા છે.

સંવત ૧૮૩૦ માં સલુંબર રાવજીએ રાજદ્રોહી ગણી પોતાના રાજ્યમાંથી સેંગજી રાઠોડને હદપાર કર્યો જેથી સેગજી પોતાના રાઠોડ સરદારો તથા આસપાસના લુંટારાઓને એકઠા કરી મધ્ય રાત્રિને સમયે જવાસના રાજમહેલમાં ધુસી રાવતજી તથા તેના ખાનદાનને કેદ કરી જવાસ ઉપર પોતાનો કબજો જમાવી દીધો; આ વાતની જાણઆવલવાડા વાળા તેમના કાકાના દીકરા ખેંગારસિંહ તથા ખુણાધરીવાળા ભાયાતોને જાણ થતાં એમણે રાવતજીને કેદથી છોડાવવાની બહુ કોશીષ કરી પરંતુ રાઠોડોના અમલમાં તેમની તમામ યુકતીઓ નિષ્ફળ થવા લાગી. સેંગજી રાઠોડે એવો દઢ નીશ્ચય કર્યો કે જ્યાંસુધી જવાસ રાવતજી તથા તેનું ખાનદાન સજીવ હશે ત્યાં સુધી તેઓ અવષ્ય વેર લેવા ચૂકશે નહિં એમ વીચાર કરી તેના ખાનદાનમાં જેટલાં માણુસોને કેદમાં રાખેલ હતાં તેઓને ઝેર આપી મારી નાખવા ધારતો હતો.

આ વાત રાવજીને તેમના ખાનગી હજુરીઆએ જાહેર કરી કોઇ યુકતીથી નાશી જવા સુચવ્યું તેજ રાત્રે રાવતજી પોતાના ખાનગી હજુરીઆની યુકતીથી જેલ તોડી પોતાના પરિવારને લઇ બહુજ હુશીયારીથી રાતોરાત ગરાજુના પહાડી જંગલી પ્રદેશમાં ચાલ્યા ગયા.

---

૧ અંજલાયાના તળાવ ઉપરનો લેખ સંવત ૧૮૨૧ મહાશુદ ૧૫ રવીદીને રાવતજીશ્રી હીમતસિંહજી આજમીનશ્રી.................. અર્પી છે તેનેજે લોપે તેને રખભદેવજી પહોચે.

આ વાતની જાણુ બાવલવાડે થતાં તેમના પીત્રાઈભાઈ ખેંગારસિંહ ઇત્યાદી ચૌહાણો રાવતજીને આવી મળ્યા અને રાઠોડોને મારી પાછું રાજ્ય સ્વાધીન કરવાની કોશીષમાં હતા.

એક વખત રાવતજી પોતાના બને નાના ભાઈને દર્શન કરાવવા માટે સોમનાથ મહાદેવ કે જે સારોલી અને સુલેઈની વચમાં સોમ નદીના કીનારા ઉપર એક ભવ્ય ચૌહાણોના ઇષ્ટદેવનું મંદીર હતું [૧] ત્યાં આવ્યા હતા અને ત્યાંથી સુલેઇના પટેલીઆઓના આમંત્રણથી તેઓ સુલેઇ ગયા હતા.

રાવતજી તેમના બને ભાઇ તથા ચૌહાણુ ભાયાતોને લેઇ સુલેઇ મુકામે આવેલા છે એવો સંદેશો કોઈએ રાઠોડોને કહયો કે તુરત સેંગજી પોતાના ૩૦૦ ઘોડે સ્વારથી સુલેઈ તરફ રવાના થયો—અહીં સુલેઇમાં જમવા બેસવાની તૈયારી થતી હતી ત્યાં એક નીમકહલાલ મેહા નામના ગામેતીયે આવી જાણુ કરી કે ભાણુદાને રસ્તેથી રાઠોડનું લશકર જોસભર આ તરફ દોડયું આવે છે. આ વાતનો નીરણય કરવા માટે મુકલવાડાના એક ચૌહાણુ સરદારને બાતમી મેળવવા ભાણદાને રસ્તે રવાના કર્યો. ચૌહાણુ સ્વાર બે માઇલ ગયો એટલામાં તો રાઠોડનું લશકર આવી પહોંચ્યું જાણી સ્વાર પાછો વળ્યો પરંતુ પાછળથી એક રાઠોડની ગોળી લાગવાથી સ્વાર ઘોડા ઉપરથી નીચે પડી ગયો અને ઘોડો ભડકી ગામમાં ચોરા પાસે આવ્યો. સ્વાર વીનાના ઘોડાને જોઇ સર્વે કોઇ વીચારમાં પડી ગયા એટલામાં તો રાઠોડો લગભગ ગામમાં આવી ગયા. અને તુરત ખુલી શમશેરોથી આ અલ્પ લડવૈયાઓના ઉપર પ્રહાર કરવા લાગ્યા ત્યારે રાવતજી તથા બીજા એમના ભાયાતોએ ત્રણુસો દુસ્મનો સામે ટકર લીધી પરંતુ દુસમનો ચારે તરફથી ફરી વળ્યા છેવટમાં રાવતજી હીમતસીંહજી તથા બાવલવાડા વાળા ભાઇ ખેંગારસિંહજી તથા ખુણાદરીવાળા ભાઇ તખતસિંહ તથા અજીતસિંહ ઇત્યાદી કામ આવી ગયા. તે સીવાય મુકલવાડાના ભાયાત ત્રણુ સુલેઇનો પટેલ ભગો ગામેતી મેહો તથા હતુઓ ઇત્યાદીએ ઘણા દુસ્મનોનો ઘાણુવાળી અંતે રણુક્ષેત્રમાં કામ આવ્યા. સંવત ૧૮૩૧ કારતીક સુદ ૧૫ ને ગુરૂવારે આ લડાઈમાં ઉપરના સરદારો કામ આવ્યા.[૧]

---

૧ સુલેઇની છત્રીના અધાટનો લેખ—સંવત ૧૮૩૧ કાર્તીક સુદ ૧૫ ગુરૂવારે રણુગતે રાવતજી શ્રી હીમતસિંહજી તથા ભાઈશ્રી ખેંગારસિંહજી તથા ભાઇશ્રી અજીતસિંહજી તે સીવાય ત્રણુ મુકલવાડાના ભાયાત તથા પટેલ અને બે ગામતીના ઉપરની તીથીના અધાટ અમોને મળેલા છે.

ત્યારબાદ મહારાજા પૃથિરાજ ચૌહાણના વખતથી દેશ દ્રોહીનું કાળુ કલંક ધારણ કરનાર રાઠોડોના વંશજોએ હીમતસિંહના ઉભય લઘુ ભાઇઓની તલાસ કરવા ગામમાં ઘરોઘર ફરવા લાગ્યા. આર્યોના રક્તથી પોતાની તલવારોને કલંકીત કરનાર લોહીથી રોળાયલા ચારે તરફ સોધ કરતા હતા જે નીમકહલ્લાલ બુઢી પટલાણીએ બને કુંવરને ધુપાવ્યા હતા ત્યાં આવી ડોસીને ધમકી દઇ પૂછવા લાગ્યા પરંતુ સીંહના બાળકો માટે પોતાના દેહની દરકાર નહિં કરનાર પટલાણીએ કશો પતો આપ્યો નહિં ત્યારે રાઠોડો પોતાના લશકરની અલ્પ લાશો હતી તે લેઇ જવાસ ગયા. ત્યારબાદ પટલાણીએ કુંવરોને એક કોઠીમાં છુપાવ્યા હતા તેમને સારા જાપતાની સાથે રાજમાતા પાસે ગરાજુ મોકલી આપ્યા.

**નાથસિંહ**—( નં. ૬૮ નો પુત્ર તથા નં. ૬૯ નો નાનોભાઇ ) આ રાવતજીના વખતના અમોને બે શીલ્લા લેખ[1] મળેલા છે.

નાથસિંહજીએ ગરાજુ જઇ હજારો ભીલોને એકઠા કરી રાઠોડોનો પરાજય કરવાની કોશીશમા હતા, તે વખતે રાઠોડોની " **विनाश काले विपरीत बुद्धि** " એ વાકયને અનુસાર ડુંગરપુર રાવળજી શીવાસિંહજીની સરહદ દબાવી લુંટફાટ કરવા લાગ્યા. જેથી ડુંગરપુર રાવળજીએ બાવલવાડેથી ગુમાન સિંહજીને બોલાવી કહ્યું કે તમો હીમતસિંહના ભાયોને મારા પાસે લાવો એટલે હું તમારૂં ગયેલું રાજ્ય પાછું અપાવું, " આવું રાવળજી શીવસિંહજીનું કહેવું સાંભળી ગુમાનસિંહે ગરાજુ આવી તમામ વાત રાજમાતાને કહી ૧૦૦૦૦ દસહજાર ભીલ્લ લશકરને સાથે લેઇ ડુંગરપુર ગયા. ડુંગરપુર રાવલજી સાહેબે તે ઉભય ભાયોનું સારૂં સનમાન કરી છેવટમાં પોતાનું લશકર લેઇ સંવત ૧૮૩૨ માં રાઠોડો ઉપર ચડાઇ કરી રાઠોડોનો પરાજય કરી નાથસિંહજીને જવાસની ગાદીએ બેસાડયા.[2]

---

૧ જુસાવાડા મહાદેવની જડાધારીનો લેખ.—શ્રી ગણેશાય નમઃ સં. ૧૮૩૩ અધન સુદ ૧૩ રાવતજી શ્રી નાથસિંહજી તથા કાકાજી શ્રી ગુમાનસિંહજીએ આ જડાધારીની સ્થાપના કરી.

બાવલવાડા સતિની ધાટીનો શીલ્લા લેખ—સંવત ૧૮૩૭ વરખે કારતીક સુદ ૧૪ દીને ઝાલાપનજી તથા ઠાકોરશ્રી ગુમાનસિંહજી સમયે. ( આ ગુમાનસિંહ સુલેઇના ઝગડામાં કામ આવનાર ખેંગરસિંહના નાના ભાઇ હતા. )

૨ દંતકથા એવી છે કે જયારે રાઠોડો જવાસના રાજમહેલ પાસે

ડુંગરપુર રાવલજી જવાસને હરવખત મદદ કરતાંજ આવેલા છે અને તે ઉભય રાજ્યોમાં ઘણા વખત થયા ગાઢ સ્નેહ ચાલ્યો આવે છે.

સંવત ૧૮૩૫ માં ઇડરના મહારાજ શીવસિંહજીના યૂવરાજ ભવાનીસિંહે મુંડેટીના ભાયાત ગેંતાવાળા સુરતસિંહજીની જાગીરી ખાલસા કરી જેથી સુરતસિંહજી પોતાના ખાનદાનને લઇ જવાસ રાવતજીના આશ્રયે આવી રહયા હંતા અને ઇડરના સાથે બ્હારવટું ખેલતા હતા. જ્યારે ઇડર મહારાજા સાથે તેમની તકરારનું સમાધાન થયું ત્યારે જવાસ રાવતજીએ તેમનો યથા યોગ્ય સત્કાર કરી મુડેટી મોકલ્યા હતા.

રાવતજી નાથસિંહજીનો દેહાંત સંવત ૧૮૩૯ માં થયો

**रघुनाथसिंह**—( નં. ૬૯ નો પુત્ર ) આ રાવતજી સંવત ૧૮૩૯ માં રાજગાદીએ બેઠા આ રાવતજીના સમયના સંવત ૧૮૪૦–૪૧–૪૨ ૪૪–૪૫–૫૨–૫૫ અને ૫૭ સુધીના પરવાના કાકાજી ગુમાન સિંહજીની સહીવાળા અમોને મળેલા છે.

આ રાવતજીના વખતમાં જવાસની સારી જાહોજલાલી હતી. રાવતજી ઉમેદસિંહજીના વખતમાં સલુંબરનો કવિ જવાસની અપકિર્તની કવિતા કહી ગયો હતો અને જે કવિતા હમેશાંન સલુંબરની કચેરીમાં કોઇ જવાસનું માણસ જાય ત્યારે લોકો બોલતા હતા જેથી રઘુનાથસિંહજીએ પોતાના ચારણ દસોંદી કવિ પાસે નીચેનો દોહો પહેલાં જે સલુંબરનો કવિ કરી ગયો હતો તેના પ્રત્યુતરમાં મોકલી પોતાની કવિતા[1] સલુંબરમાં ગ-

---

ચોહાણ તથા ગેહેલોતોની કસાયલી તલવારોને સ્વાધીન થઇ મહાકાળીના ખપરમાં હોમાવા લાગ્યા અને બાકીના જીવ બચાવી નાસવા લાગ્યા ત્યારે સેંગજીનો પુત્ર પણ કામ આવી ગયો તે વાતની તેની સ્ત્રીને જાણ થતાં તે બાઇ ઇડરીયામાં પડી ડુબી મુઇ. અને તે બાઇ હરેક વરસે ઇડરીયામાં પોતાનો ચુડાવાળો હાથ કહાડતી અને તે હાથો હાથ નાળીએર ચુંદડી અને મોડીઓ લેતી હતી પરંતુ એક વખત તે બાઇનો બહાર હાથ નીકળેલો હતો તે ઉપર એક ભીલે તીર માર્યું ત્યાર પછી કોઇ વખત હાથ જોવામાં આવતો નથી.

दोहा.

* सुवरन फूल जवास फल, जोग सलुंबर जाय;
रावत रघुपत राजरे, प्रतिदीन दोलत थाय.

વાતી બંધ કરાવી હતી.

સંવત ૧૮૫૧-૫૨ ની સાલમાં ગડીરાવજી અર્જુનસિંહજીએ ભાણુદા ઉપર ઓચીંતા છાપો માર્યો જેથી લડાઇ થઇ તેમાં કેટલાએક લડવૈયાઓ બંને તરફના કામ આવ્યા હતા.

આ રાવતજી સંવત ૧૮૬૧ માં સ્વર્ગસ્થ થયા.

**जसवंतसिंह**—( નં. ૭૦ નો પુત્ર ) સંવત ૧૮૬૧ માં ગાદીએ બેઠા; આરાવતજીના સમયના અમોને અસંખ્ય સાલ સંવતોના પુરાવાઓ મળેલા છે આ રાવતજીને સાલમસિંહ તથા રતનસિંહ નામના બે કુંવર હતા.

સંવત ૧૮૬૪-૬૫ માં શાહજાદા ખુદાદાદખાંને સીંધી તથા પઠાણની ૩૦૦૦૦ હજાર ફોજથી ડુંગરપુર ઉપર ચડાઇ કરી તે વખતે ડુંગરપુરના રાવલજી જસવતસિંહજી દુશ્મનોને હાથ પકડાઇજવાથી શાહજાદા ખુદાદાદ ખાંને ડુંગરપુરનો કબજો કરી લીધો; અને આસપાસના પ્રદેશમાં લુંટ ચલાવવા લાગ્યો; તે વખતે જવાસ લુંટવા માટે ઉપરનું લુંટારૂ લશકર આવે છે એવા સમાચાર જવાસ રાવજીને થતાં તેઓએ સોમનદીના ઉતર કીનારા ઉપર સીંધી લશકરની સાથે લડાઇ શરૂ કરી તે લુંટારૂ લોકોને ચોતરફથી ઘેરી છીન ભીન કરી નાખ્યા આ ઝગડામાં ઘણુંકરી યુવરાજ સાલમસિંહજી કામ આવ્યા હતા.

સંવત ૧૮૭૦-૭૧ માં દક્ષીણી પીંડારા લોકોના ધાડાં ચોતરફ પડી ભારે દેશને હાની પહોચાડતા હતાં તે સમયે ડુંગરપુર રાવલજી જસવત-સિંહજી જવાસ આવી રહયા હતા ત્યારે જવાસ રાવજી જસવતસિંહજીએ તેમની સારી બરદાસ કરી હતી.

ઇ. સ. ૧૮૧૭ અકટોબર માસમાં જયારે ભારત વર્ષના શાસન કર્તા લોર્ડ હેસ્ટિંગસના ચાતુર્ય પ્રભાવથી દેશમાં થતા અત્યાચારનો અંત આવ્યો તથા અત્યાચારીઓના સમુહ છીન ભીન થઇ ગયાં અને ભારત વાસીયો સાત સમુદ્ર પારથી આવેલા વિદેશી વણીક વેશી બ્રીટીશ લોકોની પ્રભુતા ભારત વર્ષમાં દ્રઢ થવાથી સુખશાંતીમાં દીવસ ગુજારવા લાગ્યા. અને તેવી શાંતિ કાયમ રહે એવા ઉદેશથી બ્રીટીશ શાસન કર્તાએ રજપૂત રાજાઓને પત્ર લખી એકત્ર થવાને આમંત્રણ મોકલ્યું જેથી દીલીમાં આ વીરાટ સભામાં અનેક રાજાઓના દુતો હાજર થયા તે સમયે ઇસ્ટ ઇંડીયા કંપની સાથે મહારાણાશ્રી ભીમસિંહજીએ જે સંધી કરી અને તેની દસ કલમો[1] અરસ-

---

૧ એ દસ કલમો માટે જુઓ ટોડ રાજસ્થાન ભાગ પહેલો પૃષ્ટ ૩૪૧.

પરસ લખાણી તથા મહોર છાપ થઇ જેની અંદર હસ્તાક્ષર સી. ટી. મેટકાફના તથા મેવાડ મહારાણા તરફથી હસ્તાક્ષર. ઠાકોર અજીતસિંહ તા. ૧૩ માહે જાન્યુવારી ઇ. સ. ૧૮૧૮ મુ. દીલી.

ઉપરની દસ કલમમાં કલમ ૭ મીને[1] અનુસરી મહારાણાજીએ ભૂમટ સરદારોને પોતાને આધીન કરવાની કોશીષ શરૂ કરી હતી.

સંવત ૧૮૮૦-૮૧ ( ઇ. સ. ૧૮૨૪-૨૫. ) માં ભૂમટ સરદારોની જાગીરો ખાલસા કરવાના ઉદ્દેશથી અલગ અલગ ચૌદ થાણા બેસાડવામાં આવ્યાં તથા બાવલવાડામાં સરકારી કેંપ રાખવાની કોશીષ શરૂ કરી તથા કેટલીએક જમીન ખાલસા કરી નાંખી. જેથી બાવલવાડાના ચૌહાણ ઠાકોર દોલતસિંહજીએ તકરાર લીધી તેથી ઇંગ્રેજી લશ્કર તથા મેવાડ દરબારશ્રીના લશ્કરે બાવલવાડા લુંટી સળગાવ્યું. અને બાવલવાડાના સામે કેંપ નાખવા માટે કીલ્લો બાંધવાની શરૂઆત કરી ત્યારે દોલતસિંહજીએ ચીડાઇ મેવાડ દરબારે ભુમટમાં ચૌદ થાણાં અલગ અલગ રાખ્યાં હતાં તે ચૌદે થાણાં એક રાતની અંદર બહાદૂર દોલતસિંહજીએ કાપી નાખી બહારવટું ખેલવું શરૂ કર્યું. તે વખતે ખેરવાડા છાવણીમાં કેપટંન સ્પેર્સ સાહેબ નીમાયા હતા અને તેઓ ઇ. સ. ૧૮૨૭ ( સંવત ૧૮૮૩ ) માં આ ઝગડા સબંધી હમેશાંન દીલ્હિ સર ચાર્લસ જોન્સને રીપોર્ટ કરી રહ્યા હતા.

આ તકરાર લગભગ આઠ વરસ સુધી ચાલી આખીરમાં ગવરમેંટ તરફથી એક અપ્સર બોતલ સાહેબ તથા કેટલાએક બીજા દેશી અમલદારોને સંવત ૧૮૮૯ ચૈત્ર સુદી ૩ ને રોજ પોતાની આગ સરીખી તલવારથી દોલતસિંહે જવાસના પાદરમાં માર્યા.

ઉપરનો ભયાનક બનાવ બનવાથી કેપટન સ્પેર્સ સાહેબે બહુ જ બારીકીથી ભુમટ સરદારો જુના વખતથી સ્વતંત્ર છે એવા પુરાવાઓ

---

૧ કલમ (૭)—હાલમાં મહારાણા જણાવે છે કે ઉદેપુર તાબાના કેટલાંએક પ્રગણાંઓની ઉપર કેટલાએક લોકોએ અન્યાય પૂર્વક પોતાનો અધિકાર સ્થાપીત કરેલો છે અને રાણાજી પુનઃ આ પ્રગણાંઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે પરંતુ આ બાબતમાં ચોકસ પ્રમાણો નહિ મળવાથી સાંપ્રતમાં બ્રીટીશ સરકાર તેમાં હસ્ત ક્ષેપ કરી શકતી નથી. તે ઉદયપુરની ઉનતિ કરવા લક્ષ આપશે—અને ગયેલી જમીન દરેક પ્રકારની તપાસ કરી પુનઃ હસ્તગત કરવાનો પ્રયત્ન કરશે. "

મેળવી એક રીપોર્ટ સરકારમાં કર્યો કે ભુમટ સરદારોએ મેવાડની નોકરી કદી કરેલી નથી, તેમ તેમનું ઉપરીપણું કદી સ્વીકારેલું નથી.

ઉપરના રીપોર્ટથી અને પોતે ખુદે બહુ બારીકીથી જોઇ સર ચાર્લસ મેટકાફે ઉદેપુર મહારાણાને રીપોર્ટ કરી લખ્યું કે ભુમટ સરદારો સ્વતંત્ર છે જેથી તમોને તાબે કરાવવા અમો તમોને મદદ નહિં કરી શકીએ તેમ તમારા તાબાંમાં અન્યાયથી થવા તેમને અમો નહિ કહી શકીએ[1]

અંતે ઇંગ્રેજ સરકારે વચમાં આવી દોલતસિંહના બહારવટાનો અંત લાવવા માટે[2] તમામ ભૂમટ સરદારોને બોલાવી સંધી કરી તેમની કેટલી એક જમીન જપ્ત થયેલી હતી તે પાછી અપાવી.

આ સરદારો ઉપર અંગ્રેજસરકારે પોતાની દેખરેખ રાખવી તથા સલાહ શાંતિની નજર માટે ખેરવાડા તથા કોટડાની છાવણીઓ નાંખી.

---

૧ આ રીપોર્ટ તથા ઉપરની વિશેષ હકીકત જોવા માટે જુઓ ગવરમેંટ બુક ડીપોના રીપોર્ટ તથા ગવરમેંટ બુક ડીપોમાં છપાયલી બુક. "ચીફ્સ એંન્ડ લીડીંગ ફેમીલીઝ ઇન રાજપૂતાના પુષ્ટ નં. ૪૨ તથા ૪૩.

૧ દોલતસિંહજીને પકડવા માટે ઉદેપુર મહારાણા તથા ઇંગ્રેજ લશ્કરે બહુ કોષીશ કરી પરંતુ વીર દોલતસિંહના ડરથી તેઓ ત્રાય ત્રાય થઇ ગયા અને દોલતસિંહજીએ એવો ભયંકર ડર બતાવ્યો હતો કે છાવણીમાં સુતા સુતા સીપાયો સ્વપ્નામાં પણ દોલતસિંહના ડરથી ઝબકી ઉઠીને કહેતા હતા કે " दोलाकाका आया ".

દોલતસિંહ હમેશાંન અલગ અલગ પોશાક પહેરી છાવણીની ચરચા જોઇ મોકો ( સમય ) આવે કે તુરત તેમના ઉપર છાપો મારતો હતો એક વખત ભીલનો પોશાક પહેરી લાકડા વેચવાનું બહાનું કરી સાહેબના તંબુમાં ગયો તે વખતે સાહેબે તેને ભીલ સમજી તેને દોલતસિંહના પરાક્રમની તથા તેની બાતમી મેળવવા ઇચ્છા ધરાવી ત્યારે બનાવટી ભીલે ( દોલતસિંહે ) દોલતસિંહના અદભૂત પરાક્રમ તથા એના પાસે અગણીત પાલવી લસ્કરની પ્રસંશા કરી કહ્યું કે દોલાકાકાના લશકરની ટુકડીઓ દરેક મગરા ઉપર રહે છે અને વખત મળ્યે તમારા તમામ લસ્કરનો નાસ કરશે તેની ખાત્રી માટે. આપ રાત્રે તંબુથી બહાર નીકળી મગરાઓ તરફ જોશો તો ખાત્રી થશે એમ કહી ચાલ્યો ગયો બાદ રાત્રે સાહેબ બહાદૂરે બહાર નીકળી ચોતરફ જોયું તો દરેક પહાડો ઉપર મોટી

રાવતજી જસવતસિંહજી સંવત ૧૮૯૨ ના પોશ સુદી ૧૦ ને રોજ કૈલાસવાસી થયા.

---

મોટી અગ્નીની શીખાઓ દોલતસિંહે સળગાવી મુકી હતી જેથી સાહેબને ભય લાગ્યો કે જેના પાસે આટલું લશ્કર છે તે કેવી રીતે વશ થઇ શકશે. આવી રીતે હમેશાંન વીરપુરૂષ દોલતસિંહજી સાહેબને ભય ઉત્પન્ન કરતો હતો આ વીરપુરૂષની પ્રશંસા માટે એક મોટું પુસ્તક લખી શકાય એટલી હકીકત મળી શકે તેમ છે પરંતુ આ જગોએ અલ્પ અમોએ લખ્યું છે. દોલતસિંહની પ્રશંસાની આજે પણ ભાટ ચારણો કવિતાઓ ઉમંગભેર ગાય છે તેમાંની થોડીક કવિતા નીચે વાંચકવર્ગને જણાવવા અમોએ લખી છે. તે સિવાય ભીલ લોકો તે બહારવટાં વિષે ગીત પણ ગાય છે.

## सोरठा.

गडगड त्रंबक गाज, फोजां बीच झंडा फरे;
लडलड दोला लाज, भूपांरी राखी भली.
त्रहके त्रंबक तुर, गहके गोळाग्री घणां;
नर पण वाळो नूर, दीसे तुं मख दोलता.
काळा मगरा केक, रुधीरे झाझा रंगीया;
अथपत लीया अनेक, थने दुनो रंग दोलता.
थें बांधी हींदवाण, गढ वरबत हुता घणा;
मगरा वाळो मान, दूनो राख्यो दोलता.
थड लाखा थाडा, काका सुं लडतां कही;
हे जशरा हाका, (थारा)दुनिआं माहीं दोलता.
आवी करे न आळ, मेवासी कांकण मथे;
माथारी वरमाळ, कर लायो दोलो कहुं.
सोळेने बत्रीस, अवर फरंगी उमरा (व)
वर खडक धर बीच, दुठो वाळ्यो दोलता.
दोलो खडक देश, धीरो इडररी धरा;
जनम्या जोध धरा, कलक ते वातो करे.

**रतनसिंहजी**—( નં. ૭૧ ના પુત્ર ) આ રાવતજી વિ. સં. ૧૮૯૨ મહા વદી ૭ ને રોજ રાજય ગાદીએ બેઠા; ત્યારબાદ ચાર માસ રાજ્ય કરી સંવત ૧૮૯૨ ના ચૈત્ર સુદી ૩ ને રોજ કૈલાસવાસી થયા.

**भीमसिंहजी**—( નં. ૭૨ ના દતક પુત્ર ) રાવતજી શ્રી રતન સિંહજી બાલ્યાવસ્થામાં ગુજરીજવાથી બાવલવાડાના ઠાકોર દોલતસિંહજીના મોટા કુંવર ભીમસિંહજી જવાસની રાજયગાદી ઉપર સંવત ૧૮૯૨ વૈશાક વદ ૧ ને રોજ બીરાજયા.

સંવત ૧૯૦૦ ઇ. સ. ૧૮૪૪ માં ડુંગરપુરના સરદારો રાવળજી ઉદયસિંહજી ડુંગરપુરની ગાદીએ બેસે એ બાબતમાં નારાજ હતા તેથી નામદાર સરકારે ફક્ત સુરમા ( સોલંકી ) સરદાર અભયસિંહજીની સાથે ઉદયસિંહજીને ખેરવાડા કાંપમાં લાવી ડુંગરપુરની રાજયસસ ઇનાયત કરી તે વખતે ડુંગરપુરના સરદારો તથા ઠાકોરો ખેરવાડે હાજર નહિં થવાથી જવાસ રાવતજી શ્રી ભીમસિંહે મહારાઉલ ઉદયસિંહજીને હાથી ઉપર બેસાડી પોતે તેમની સાથે બેસી છત્ર ચમર ધારણ કર્યું હતું.

સંવત ૧૯૦૨ માં ઉદેપુરના જમાદાર ખાસ બખ્સની જાગીરી સરૂની પાલના ભીલ લોકોએ પરેડાં ગામ બાળી લુંટયું. આ વાતની જાણ જવાસરાઉજીને થતાં તેઓએ એવી પ્રતિજ્ઞા કરી કે જયારે સરૂની પાલ લુંટી સળગાવું ત્યારેજ શીર ઉપર પાઘ ધારણ કરીશ. એવો નીયમ લેઇ સરૂની પાલ ઉપર ચડાઇ કરી ત્યાં પણ પાલવી લોકો તૈયાર થઇનેજ બેઠા હતા તેથી જાતાંની સાથેજ તલવાર ચાલી તેમાં સેંકડો સરૂની પાલના ભીલ માર્યા ગયા જવાસ રાવતજી શ્રી ભીમસિંહે સરૂનીપાલ લુંટી સળગાવી ફતે મેળવી આ ઝગડામાં જવાસ તરફથી પરેડાના ભાયાત લાલસિંહ તથા બે ભીસ્તી અને બીજા ત્રણ મકરાણી અને ભડદા અંજલાયા ના રાણાવત કુલ મળી આઠ આદમી કામ આવ્યા હતા.

ખાલસામાં વીલખનીપાલના ભીલ લોકો સ્વતંત્ર થઇ લુંટ ચલાવતા હતા તથા ઉદયપુર રાજયને હરવખ્ત નુકશાંન કરતા હતા અને તે લોકો કોઇથી સર નહોતા થતા જેથી ખુદ મહારાણા શ્રી સ્વરૂપસિંહજીને જાતે એ પાલ ઉપર ચડાઇ કરવાની ફરજ પડી તે તેખતે મહારાણાશ્રીએ જવાસ રાઉજી ભીમસિંહજીને ઉપરની પાલ સર કરવા આવવા આમંત્રણ કર્યું હતું જેથી સંવત ૧૯૦૯ માં જવાસ રાવતજી પોતાનું પાંલવી લશકર લેઇ વીલખની પાલ ઉપર ચડી ગયા અને મહારાણાશ્રી હજુ નહોતા પધાર્યા તે પહેલા રાવતજી ભીમસિંહજીએ જઇ વીલખનીપાલ સળગાવી

બરબાદ કરી તેના કેટલા એક મુખીઆઓના માથા કાપી તોરણ બાંધ્યા અને કેટલાએકને જીવતા પકડી કેદ કર્યા હતા તેટલામાં ખુદ મહારાણાશ્રીની સ્વારી પણ આવી પહોંચી. મહારાણાશ્રી બહાદૂર ભીમસિંહના કાર્યથી બહુજ પ્રસન્ન થયાં અને ધન્યવાદ આપી આપની સાથે માનપૂર્વક ઉદયપુર લઇ ગયા અને પોતાના સામે બેઠક દરીખાનામાં આપી તેમનું યોગ્ય સન્માન કરી બહુ દીવસ મીજમાની આપી ચાલતી વખત રાવજી સાહેબ તથા તેમની સાથેના કોઠારી તથા સરદારોને યોગ્ય સરપાવ આપી વિદાય આપી હતી[1] આ રાવજીનો દેહાંત સંવત ૧૯૧૪ ના જેઠ સુદ ૧૧ ને રોજ થયો હતો.

भेरवसिंहजी—( નંબર ૭૩ ના પુત્ર )આ રાવજી શ્રી સંવત ૧૯૧૪ ના જેઠવદ ૯ ને રોજ રાજ્ય ગાદીએ બીરાજ્યા; તેઓ બહુજ ઉદાર દાનેશ્વરી કવિ પંડિત તથા સુપાત્ર સાધુઓના કદર દાન હતા.

સંવત ૧૯૧૪ ની સાલમાં બંડખોર ભીલ લોકોએ મોટો બલવો ઉઠાવ્યો, તે વખતે ખેરવાડા છાવણી તથા ઇંગ્રેજ અમલદારો (એલકારો) નું રક્ષણ થવું અસંભવિત ભાસતું વતું. છતાં જવાસ રાવજી સાહેબે પોતાના ઇલાકાના ભીલ તથા રાજપૂત સરદારો અને મુકરાણી લોકોનું સૈન્ય લેઇ તુરત ખેરવાડા છાવણીનું રક્ષણ કરવા તથા ઇંગ્રેજ અમલદારોના પ્રાણ બચાવવા ખેરવાડા છાવણીમાં ગયા, અને ત્યાં કેટલો એક વખત રહી ગદર મચાવનાર બલવાખોરોના ત્રાસથી રક્ષણ કરી નામદાર શ્રી સરકાર ને ઘણીજ ઉમદા મદદ કરી હતી. આવા ઉતમ અહેશાનના બદલામાં શ્રીમાન વાઇસરોય ગવરનર જનરલ કીસવરે હિંદે જવાસ રાવજી સાહેબ શ્રીને ધન્યવાદ આપી ખુશનુદીના બે પરવાના મોકલ્યા હતા. તે પરવાના તથા તેની સાથેના કાગળોની નીચે પ્રમાણે નકલો છે.*

---

૧ ઉદેપુર રાવજી શ્રી ભીમસિંહજીના સાથે કોઠારી કાદરજી તલાટી તથા કોઠારી કુમેરજી તે સીવાય સરદાર રાણાવત રાયસિંહજી, રાણાવત પ્રેમસિંહજી ઇત્યાદી ગયા હતા અને તે સહુનો મહારાણાશ્રીજી તરફથી યોગ્ય સત્કાર માનપૂર્વક સીરપાવ આપી કરવામાં આવ્યો હતો.

नंबर || श्री रामजी ||

२१९ *R. M. S. Annsely Sahib Hilly tractse.*

***|| सीधश्री जवास सुभस्थाने रावजीश्री भेरोंसिंघजी ठाकुर श्री अमरसिंघजी जोग खेरवाडे की छावणीसें राजेश्री कपतांन अन**

આ મહા ભયંકર ગદરની અંદર રાવજી સાહેબે અમુલ્ય મદદ શ્રીમાન સરકાર બહાદુરને કરી ખેરવાડા છાવણીની અંદર તથા તેની આસપાસ કોઇ પણ બલવાખોરોને પેસવા દીધા નહોતા તે વખતે તેમના કામદાર કોઠારી કોદરજી તથા કુબેરજી કે જેઓએ ઉતમ પ્રકારે છાવણીના રક્ષણ માટે યોજનાઓ કરી હતી જેથી શ્રીમાન સરકારે તે બનેને રૂપીઆ ૨૦૦ રોકડા તથા એક એક પાઘડી ઇનામમાં આપી ધન્યવાદ આપ્યો હતો. તથા

---

सली साहेब बहादूर ली. सलाम वंचना अपरंच ॥ तुमने फीसादके दीनोमें श्री सरकार दोलत मदारके साथ खेर खुवाही करी और उसकी रपोट श्री सरकारमें हुइ, सो खेर खाहीके बदले दो सनंद बंदगान राजेश्री जनाब नवाब मोला अलकाब नायभुल सलतनत कीसवरे हिंद नवाब गवरनर जनरल साहेब बहादूर तथा एजंट शाहेब बहादूर नवाब गवरनर जनरल राजपुताना की हजुरसें × × × × राजेश्री मेवाडके बडे साहेब वहादूरजीकेहमारे पासपहोंची सोहर-तीनो सनंद इस कागजके साथ तुम्हारे पास भेजी हे सो श्री सर-कार दोलत मदारकी इस कदर दानीके सुक्र गुजार होकर आयंदा इस तरेह खेर खुवाही करते रेहनां इस सीवाय तुम्हारे कोठारी कोदर तथा कुबेरकुं श्री सरकारसें दो पगडी वा दोसे २००)रुपीआ इनामके अता होकर हमारे पास आये हे इस वास्ते तुमकुं लीखा जाता हेके तुमही दो कोठारीयांको साथ लेकर खेरवाडेकी छावणीमें हमारे पास आवनांके तुम्हारे रुबरु इनामके रुपीआ तथा पगरी को-ठारीयांकुं दी जावे और समाचार हमेशां लीखनां ता. १३ माहे जोलाइ सन १८६० इसवी श्रावण वदी १० १९१७ का मुकाम छावणी खेरवाडा—

नंबर ॥ श्री रामजी.

१५६ *R. S. Taimp.*

सीघश्री जवास सुभस्थाने रावजीश्री मेरोसिंहजी जोग राजे श्री मेजर टेलर साहेब बहादुर एजंट मेवाड लीं ॥ सलाम बंचसी

એક એક સર્ટીફીકેટ આપ્યું હતું.* તેની નકલ જેલમાં નીચે પ્રમાણે છે.

સંવત ૧૯૧૬ ની સાલમાં ઠાકોરશ્રી દોલતસિંહજીની છત્રી બાવલવાડે બનાવી હજારો રૂપીઆ ખર્ચ કરી પરણાવી હતી.

---

अप्रंच । इन दीनोमें सनंद खुशनुदीए मीजाज बंदगान राजेश्री जनाब मोआला अलकाब नवाब सलतनत नवाब गवरनर जनरल बहादुर साहेब कीसवरे हिंद बनाम तुम्हारे जो खेर खुवाही तुमने अइआंम....श्री सरकार दोलत मदारके साथ कीयाथा और इसकी इतला राजेश्री बुरक साहेब बहादुरजीने सरकारमें की उसपर खुश मंदी मीजाज फरमाकर सनंद मजकुर इनायत फरमाया हे वो मारफत राजेश्री कपतान इन चली साहेब बहादुर तुम्हारे पास पहोंचा वेगा इस वास्ते तुमकुं लीखा जाता हेके तुमश्री सरकार दोलत मदारके इस कदरदानीकुं मशहुर रहो और हमेशां खेर खुवाही करते रहेना. फक्त और समाचार हमेशां लीं ॥ १९१७ असाड वदी १ ता. ४ जुन १८६० इसवी मुकाम छावणी नीमच सोमवार.

नंबर ६९      *॥ श्री रामजी.




*R. S. Taimp.*

राजेश्री राबरटलु असमेजर टेलर साहेब बहादुरजी लीखा बनाम गदरका दातालके ख्वास     अप्रंच ॥ इन दीनोमें सनंद खुशनुदीये मीजाज बंदगान राजेश्री जनाब मोअला अलकाब नाअब सलतनत नवाब गवरनर जनरल साहेब बहादुर कीसवरे हिंद बनाम

સંવત ૧૯૨૩ ની સાલમાં રાવજી પોતાની બરાત (જાન) લેઇ વાસ જતા હતા ત્યારે રસ્તામાં વીછાવાડાના ઝાલા રાજસાહેબે પોતાની સરહદમાં બરાતનું નગારૂં (ડંકો) બંધ કરાવવા કોશીશ કરી પરંતુ રાવજીસાહેબની બરાતનું જોર જોઈ વાસથી વળતાં ડંકો બંધ કરવા માટે આ સપાસના ૬૦ ઝાલા સરદારોની કોટડીઓને આમંત્રણ કરી બોલાવ્યા હતા.

વાસમાં રાવજી સાહેબના લગ્ન થયાં ત્યારે આ ચોહાણ દાનવીર કદરદાનની નામના સાંભળી અસંખ્ય યાચકો તથા ચારણ ભાટ અને કવિઓના સમુહ ચારે તરફથી આવ્યા હતા તે વખતે દાન (ત્યાગ) ચુકાવવા માટે ભોગજી નામના કોઠારીએ દાત ચુકાવવા માંડી તે વખતે એક એક યાચકે દસ દસ દેડકાંઓ સાથે રાખી દેડકાંઓની દાત લેવા લાગ્યા તે વખતે ભોગજી કોઠારીએ દેડકાંની પણ દાત આપી આખીરમાં પૈસાની તંગી થઇ ત્યારે પોતાના હાથનાં સુવર્ણના કડાંઓ અને બીજા દાગીનાઓ કાપી કાપી દાનમાં આપ્યા; તે વખતે એક કવિએ ભોગજીની પ્રશંસાનો નીચે પ્રમાણે સારઠો કહયો હતો.

## सोरठा.

पंडु पचरंगी, उगे अरंर आथमे ।
समवड शेठाणी. भोगाज्युं जायो भलो ॥

જયારે જવાસ તરફ બરાત રવાના થઇ ત્યારે નમામ ભુમટ સર-

---

तुम्हारे जो खेर खुवाहो तुमने अहीयाम मुकसदेमें श्री सरकार दोलत मदारके साथ कीयाथा और उसकी इतला राजेश्री बुरक साहेब बहादूरने सरकारमें की इसपर खुशमंदी मीजाज फरमाकर इनाम रुपीआ २००) दोसो व दोपगडी इनायत फरमाया हे वो मारफत कपतान् एनसली साहेब बहादूर मे सनंद तुमाहरे पास पोहोचेगा इस वास्ते तुमकुं लीखा जाता हेके तुमश्री सरकार दोलत मदारके इस कद्र दानीकुं तसकुर होकर हमेशां खेर खुवाही करते रहेनां फक्त ता. ४ जुन सन १८६० की असाड वदी १ १९१७ संवत मुकाम छावणी नीमच सोमवार.

દારોને ઝાલાઓની સાથે તકરાર થશે એવો સંભવ હતો જેથી કેટલાએક ભુમટ સરદારો પણ બરાતની સાથે ચાલ્યા હતા વિછાવાડાના રાજસાહેબથી ગઇ વખત નગારાં બંધ નહોતા થયાં જેથી તેઓ પણ ઉશકેરાઇ રહયા હતા અને તેમણે પણ કટલાએક સરદારોને પોતાની કુમકે બોલાવ્યાં હતા.

અલ્પ સમયમાં રાવ ભેરવસિંહજીની બરાત ઝાલાઓની સરહદમાં આવી પહોંચી તે વખતે થાણા ઠાકોર શ્રી પરબતસિંહજી પોતાનો ઘોડો આગળ દોડાવી નગારચીને જોસથી ડંકો બજાવવા હુકમ કર્યો અને વીર હાક મારી ઝાલા સરદારો સાંભળે તેમ કહ્યું કે જેઓને મનમાં ઉમેદ હોય તે ખુશીથી ચાલ્યા આવો અને અમારી બરાતનો ડંકો બંધ કરાવો.

ઝાલા સરદારોની સાથે બરાત જતાં જે કાંઇ હીલચાલ થઇ હતી તે વાતની જાણ જવાસમાં માજીસાહેબને થતાં તુરતજ તેમણે રાતોરાત સગવાડાની પાલના બહાદુર ભીલો તથા બીજા કેટલાએક ભીલોને બોલાવી મરવું યા મારવું એવા દ્રઢ નીશ્ચયથી પ્રતિજ્ઞાઓ આપી રાતોરાત વીછાવાડા તરફ રવાના કર્યા હતા.

જે વખતે બરાત ઝાલાઓની સરહદમાં ડંકો બજાવતી નીકળી તેજ વખતે સગવાડાના ભીલનું લશકર ટીડની માફક આવી પહોચ્યું. આ વખતે ભૂમટ સરદારોની ભૃકુટીઓમાં વીરતા છવરાઇ રહેલી હતી જેથી કાયરોના મનમાં ભય ઉત્પન્ન થતો હતો. ખરેખર તે વખતની સ્થીતિ ભય ભરેલીજ હતી.

વીર વિભુષીત ચાહુઆન કુલ તીલક ભૈરવસિંહજીએ પણ ભૈરવ રૂપ ધારણ કર્યું હતું અને ઝાલાઓનો યત્કીંચીત પણ ડર નહિં રાખતાં એકની વતી બે ડંકાઓ બજાવવા નગારચીને હુકમ આપ્યો ઉભય તરફનાં અસંખ્ય સૈનિકો ખુલી સમશેરોથી દ્રષ્ટિગોચર પડવા લાગ્યા તે વખતે અડગ બહાદુર સગવાડાની પાલના બહાદૂર ભીલો તલવારો લઇ નાચતા કુદતા બરાતને ફરતા રહી ચાલવા લાગ્યા. વીર ભેરવસિંહે પણ સહસ્રો સજી લીધાં હતાં આનો લડાઇનો અમુલ્ય સમય ઇશ્વરે આપ્યો છે એમ જાણી ચાહુઆન વીરો પોતાના ઘોડાઓને કુદાવતા ખુલ્લા સહસ્રો સહિત ચાલવા લાગ્યા.

ઝાલાઓએ અગાઉથી તમામ ગોઠવણી કરી અસંખ્ય સૈન્ય એકઠું કર્યું હતું પરંતુ ચૌહાણ ભટ ભૈરવસિંહનું સ્વરૂપ તથા તેની આકૃતિ કાળ સમાન ભયાનક જોઇ તમામ કંપવા લાગ્યા કોઇ પણ એક સ્વાલ કરવાને

માટે હિંમતવાન થયો નહિં અને રાવતજીએ એ લોકોના સાંભળતાં કહ્યું કે જેને અમારો ટંકો બંધ કરવા ઉમેદ હોય તે ખુશીથી ચાલ્યા આવો એમ કહી નગારચીને જોસથી ડંકો બજાવવા હુકમ આપી રવાના થઇ ઘેર જય જયકાર કરતાં પધાર્યા હતા. આ રાવતજીનો દેહાંત સંવત ૧૯૩૦ ના માગશીર શુદ ૬ મે દીવસ થયો.

**अमरसिंहजी**—( નં. ૭૩ ના નાનાભાઇ તથા નં. ૭૪ ના દતક પુત્ર ) રાવતજી ભેરવસિંહજીનો બીન પુત્રે દેહાંત થવાથી બાવલવાડાવાળા ઠાકોર દોલતસિંહજીના બીજા નંબરના કુંવર અમરસિંહજી સંવત ૧૯૩૦ ના પોશ સુદ ૭ ને રોજ ગાદીએ બેઠા.

સંવત ૧૯૩૭ ની સાલમાં કામદારોની કચેરી સુશોભીત સ્થીતિમાં લાવવા માટે નવી કચેરી ( દરીખાનું ) બનાવી અને અંદર હાંડી ઝુમર ઇત્યાદી વસ્તુઓથી સુશોભીત કરી.

સંવત ૧૯૩૭ ની સાલમાં મેવાડ વાગડ અને ખડક દેશના ભીલ લોકોએ મોટું દંગલ મચાવી દરેક જગોએ અશાંતિ ફેલાવી મેવાડ દરબારના થાણાં લુંટી ઉજડ કર્યાં અને ખેરવાડા છાવણી સળગાવી લુંટવાના ઉદ્દેશમાં હતા તે વખતે કર્નલ બીલીએર સાહેબે જવાસ રાવતજી સાહેબનો આશ્રય માગ્યો તે વખતે જવાસરાવ અમરસિંહે પોતાના ખડક પ્રદેશના તમામ ભીલોને દાબ તથા સમજુતી આપી કાબુમાં રાખ્યા હતા તથા પોતે ખુદ ખેરવાડા છાવણીના રક્ષણ માટે ખેરવાડે પોતાના સૈન્ય સાથે રહી ખેરવાડાની છાવણીનું રક્ષણ કર્યું હતું.[1]

---

૧ ઉપર જણાવેલી ગવરમેંટ પ્રત્યે જવાસના મહારાજાઓની સુદ્ધ ભક્તિ જોઈ ગવરમેંટ સરકારે મહારાવશ્રી ભીમસિંહજીએ ગવરમેંટ સરકારને મદદ કરેલી તે બદલ શ્રીમાન સરકારે ખેરવાડા કેમ્પથી બતોર ઠકરાત એકસો રૂપીઆ મહોવાર મળતા હતા તે કોઇ કારણથી બંધ થયા હતા તે પાછા મળવા માટે નીચેનો પરવાનો ગવરમેંટ સરકારે જવાસના રાવજીને મોકલી આપી પાછા ઉપરના રૂપીઆ આપવા શરૂ કર્યા હતા.

नंबर.

૪૯

॥ श्री रामजी. ॥

॥ सीधश्री जवास सुभस्थाने रावजी श्री अमरसिंहजी जोग

સંવત ૧૯૩૮ ની સાલમાં જવાસના દરબારને ( શવળાને ) પાછ-ળના પહાડ તરફની દીવાલ કીલ્લા જેવી બનાવી તથા દરબારમાં સુંદર ચોક બનાવ્યો.

સંવત ૧૯૩૮ ની સાલમાં સ્વસ્થાન પહાડાની સરહદના નવાં ધરાં તથા અહીંની બાવલવાડાની સરહદ વિષે મોટી તકરાર ઉભી થઇ તે વખતે ઉભય પક્ષમાં વિક્ષેપ પડી જવાથી સલાહ થઇ નહિં અને બને પક્ષના મળી ઝતુન ઉપર આવી ૬૦૦૦ છહજાર માણુસો એકઠાં થઇ મારામારી કરવા તૈયાર થયાં. આ વાતની જાણુ ખેરવાડા છાવણીમાં થતાં કર્નલ કાનોલી સાહેબ બહાદૂરે તુરત ત્યાં જઇ તે જમીનનો ફેંસલો કરી ઉભયપક્ષના માણુસોને વીખેરી નાંખ્યાં હતાં. તે વખતે જવાસ તરફથી રાવ અમરસિંહજી તથા પહાડા તરફથી રાવ લછમનસિંહજી પણુ હથીઆરો બાંધી ત્યાં હાજર થયા હતા.

સંવત ૧૯૪૩ ની સાલમાં દરીખાનાના ચોકની નીચે ઘોડાંઓને માટે એક ભવ્ય પાયગા બનાવવામાં આવી. સંવત ૧૯૪૮ ની સાલમાં પોતાને સંતતિ નહિં હોવાના કારણુથી પોતાના પીત્રાઇ ભાઇ કે જેઓ થાણા સ્વસ્થાનના ઠાકોર પરબતસિંહજી હતા તેમના વડીલ કુમારશ્રી રતનસિંહજી કે જેઓ શ્રીમાન કુમારશ્રીનો જન્મ સંવત ૧૯૩૪ ના અસાડ સુદ ૯ નો થયો હતો તેઓની લઘુ અવસ્થાના પ્રમાણુમાં તેમની દીવ્ય ચક્ષુઓમાં ક્ષાત્ર ધર્મના ઉદાર ગુણુનું અવલોકન કરી મહારાઓશ્રી અમરસિંહજીએ

राजेश्री कनरेल सी. आर. बीलीएर साहेब बहादुर पोलेटीकाल सुप्रीटेन्ट हीलीटी राकटीस मेवाड. ली।. सलाम बंचना अप्रंच । पीछले दीनोमें बअहीयाम फीसाद भीलांनने कीया जब तुमने बहोत खेर खुवाहीके साथ मदद दी और हरएक काममें मदद देनेकुं मुस-देद रहे इस वास्ते उन वांतो पर गौर करके हमने सीरकारमें लीखा और तुमारा नाम पलटणमें जीस तरेहसें ऐसतरथा एसे हो जावे चुनाचे व मुजब लीखनेसें मंजुर हुवा इस वास्ते हम बहोत खुशीके साथ तुमकुं ये खबर देते हे सो जानना और समाचार हमेसां लीखाना. ता. २४ माहे जनवरी सन १८८२ दीन मु।. देरोल.

શ્રીમાન ચૌહાણ કુલવિભુષણ મહારાવ શ્રી



રતનસિંહજી બહાદુર, સ્વસ્થાન શ્રી જવાસ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

શ્રીમાન નામદાર ગવરમેંટ સરકારશ્રીની પરવાનગી મેળવી અને તે પરવાનગીનો શ્રીમાન સરકારે સ્વીકાર કરી કર્નલ બીગનેલ સાહબ બહાદુરને ખેરવાડા છાવણી લખી જણાવ્યું, જેથી જવાસના મહારાઓ અમરસિંહ, થાણા ઠાકોર પરબતસિંહજી, જવાસના કામદાર પરાગચંદજી તથા બાબુજી લાલાજી, સુબેદાર, જમાદાર ઇત્યાદી કેટલીએક પ્રજાવર્ગની રૂબરૂમાં બીગનેલ સાહેબે ઉભા થઇ કુમારશ્રી રતનસિંહજી તેના પીતાના ખોળામાં બેઠા હતા તેમનો હાથ ઝાલી અમરસિંહજીના ખોળામાં ( ગોદડમાં ) બેસાડયા ત્યારબાદ અતર પાન, સોપારી ઈત્યાદી સભામાં બેસનાર સદ્ગ્રહસ્થોને આપ્યા બાદ સભા વિસરજન કરવામાં આવી હતી.

મહારાવશ્રી અમરસિંહજી સંવત ૧૯૫૦ ના માહ વદી ૬ તા. ૨૪ ફેબ્રુવારી સન ૧૮૮૪ માં દેવ થયા.

---

## श्रीमान महाराव श्री रतनसिंहजी बहादुर विद्यमान रावजी साहेब.

---

( નં.-૭૫ ના દત્તપુત્ર. )

આ વિદ્યમાન રાવજી સાહેબ વી. સં. ૧૯૫૦ ના ફાલગુન સુદી એકમને રોજ જવાસની રાજય ગાદીએ બીરાજયા*પરંતુ તેઓ નામદારશ્રીની

---

*।। श्री रामजी.

नंबर ८३०.

R. H. Coli Caple.

offg. Political Suprintendent hilly

tracts Mewar.

।। सीध श्री जवास सुभस्थाने रावजीश्री रतनसिंहजी जोग राजेश्री कपतान आर. ए. कोल साहेब बहादुर पोलेटीकल सुप्रीटेन्ड हीलीटी राकटीस मेवाड ली. सलाम बंचना अप्रंच । जवासके ठी-

યોગ્ય ઉમર નહિં હોવાના કારણથી નામદાર ઇંગ્રેજ સરકારની સલાહથી માજીસાહેબશ્રી તથા કોઠારી પ્રાગચંદજી કારભારીવાળા રાજ્ય વહિવટ ચલાવતા હતા.

સંવત ૧૯૫૨ ના મહા સુદી ૧૫ને રોજ રાવજીશ્રી ભેરવસિંહજીની છત્રી જવાસમાં બનાવી તેની અંદર મહાદેવની સ્થાપના કરી. રૂા. ૨૫૦૦ નું ખરચ કરી છત્રી પરણાવવામાં આવી. તથા તેજ અરસામાં મરહુમ મહારાવ અમરસિંહજીની છત્રી બાવલવાડા મહાલમાં બનાવી તે છત્રીમાં પણ મહાદેવની સ્થાપના કરી રૂપીઆં(૨૦૦૦) બેહજારનું ખરચ કરી છત્રી ધામધુમથી પરણાવવામાં આવી.

સંવત ૧૯૫૨ ના વૈશાક સુદી ૩ ને રોજ શ્રીમાન રાવજીશ્રી રતન સિંહજીએ પોતાનાં લગ્ન સ્વસ્થાન પાનરવાના સોલંકી રાણાજી ભવાની સિંહજીનાં કુંવરીશ્રી જેતકુંવર સોલંકણીજીના સાથે ઉત્સવ પૂર્વક લગ્ન કર્યાં, અને રૂા. (૭૫૦૦) સાડાસાતહજાર ભાટ, ચારણ, ઇત્યાદી યાચક વર્ગને દાતારી ( ઇનામ ) ઇત્યાદીના વહેંચી ધામધૂમની સાથે બરાત લઇ જવાસ પધાર્યા.

સંવત ૧૯૫૨ ની સાલમાં ખેરવાડા છાવણીમાં હવેલી બનાવવી શરૂ કરેલી તે હવેલી સંવત ૧૯૫૨ ની સાલમાં રૂા. (૩૦૦૦) ત્રણ હજારને આશરે ખર્ચ કરી પૂર્ણ કરવામાં આવી.

રૈયતની સુખાકારી તથા જાનવરોની મુશીબતને દુર કરવા માટે જવાસથી ખેરવાડા છાવણી સુધી રૂપીઆ ૫૫૦૦ થી પણ વધારે ખર્ચ કરી પાકી સડક બનાવવામાં આવી.

સંવત ૧૯૫૪–૫૫ ની સાલમાં રાજમહેલને સુશોભિત સ્થીતિમાં લાવવા માટે કચેરીના સામેના મહેલનું મરામત કામ લગભગ રૂા.(૭૦૦૦) સાતહજારનું ખર્ચ કરી કરવામાં આવ્યું છે. તથા સંવત ૧૯૫૪ની સાલમાં દરબાર ગઢનો નવો દરવાજો બનાવવામાં આવ્યો. તથા તેજ સાલમાં સોમ નદીના કીનારા ઉપર એક સુંદીર બગીચો ( ઉદ્યાન ) બનાવવામાં

---

काने परतुप मुकरर हुवे इस वास्ते श्री सरकार की तरफसें पगडी वो दुपटा वाबु लखमीचंदजीके साथ भेजा हे और समाचार हमेशां लीखावना ता. ९ माहे जुन १८९४ इसवी मु. छावणी खेरवाडा.

આવ્યો. અને તેની અંદર ઉત્તમ વાવ બનાવી. સંવત ૧૯૫૫-૫૬ ની સાલમાં રાવજી સાહેબને કુલ અખત્યાર જમી ઉઠાડી નામદાર ગવરમેંટ સરકારે જવાસ સ્વસ્થાનનો સોંપ્યો.*

સંવત ૧૯૫૬ ની સાલમાં મહાં દુકાળ પડવાથી ગરીબ પાલવી રૈયતના રક્ષણાર્થે કટીઆલા નામનું તલાવ કે જે જવાસથી એક માઇલને આશરે દુર છે તેને પાકું બનાવી દુકાળના ભુખમરાથી મરતી ગરીબ પ્રજાનું રક્ષણ કરી પ્રજા વર્ગનો આશીરવાદ મેળવ્યો તથા ઇશ્વરી પ્રસન્નતાને પાત્ર થયા છે અને એજ સાલમાં કેટલાએક પહાડી રસ્તા સાફ કરાવ્યા તથા કેટલાએક એવાં પરચુટન બાંધ કામો કહાડવામાં આવ્યાં હતાં. ઉપર જણાવેલા દુષ્કાળના દુઃખદાયક પ્રસંગમાં ઓછામાં ઓછા રૂા. ૫૦૦૦૦ પચાસહજાર રૈયતના પોષણ અર્થે આ દયાળુ રાવજી સાહેબે ખર્ચ્યાં હતા.

સંવત ૧૯૫૮ ની સાલમાં પણ દુકાળ પડવાથી ગરીબ પ્રજાનું

---

*॥ श्री रामजी.

नंबर ९६२.

C. Hitton Dossin Meojer.

30—8—0

Political Suprintindent hilly tract mewar.

॥ सीध श्री जवास सुभस्थाने रावजी श्री रतनसिंहजी जोग्य राजेश्री मेजर सी. हटन डॉसन साहब बहादुर पोलीटीकल सुप्रीन्टेंड हीलटी राकटेस मेवाड ली. सलाम वंचना अप्रंच । ब जवाब कागज तुम्हारे ता. १९ जुन सन १९०० को मीले अखत्यार ठीकाने के लीये इस लीये तुमको लीखा जाता हेके तुम सनबलु गतको पहोच गये और अपने ठीकानेका बंदोबस्त कर सकते हे. इस वास्ते तुमको इतला दी जाती हेके अब आयंदा तुमारे ठीकानेका हीसाब महेकमे हाजामें भेजनेकी कुच्छ जरुरत नहिं हे और हर वख्त मुलाकाते होनेके तुमारे इलाके के बारेमें जबानी गुफ्त गु करेंगे समाचार हमेशां लीखना ता.२९ अगस्त १९०० इसवी मु. खेरवाडा छावणी.

રક્ષણુ કરવા માટે બાંધ કામ ખોલવામાં આવ્યાં હતાં. તેમાં મુખ્ય કાનુ-વાડાનું તળાવ બધાવવામાં આવ્યું હતું. આ સાલમાં ભયંકર દુશકાલ હોવાથી ગવરમેંટશ્રી સરકાર બહાદૂર પાસેથી કરજે રૂપીઆ ઉપાડીને પણુ પોતાનાં બચ્ચાં તુલ્ય પ્રજાવર્ગને દુરભક્ષ કાળના મુખથી બચાવ કર્યો હતો.

આગળ જણાવેલા રાવશ્રી વાઘજીના સમયમાં લાખો રૂપીઆ ખર્ચ કરી રાજમંદીર બનાવવામાં આવેલું હતું તે મંદીરનો જીર્ણોદ્ધાર કરી તેની અંદર રામ, સીતા, હનુમાન, ગણુપતી ઇત્યાદી મુર્તિઓની વિધીયુક્ત સ્થાપના મોટી ધામધૂમ કરવામાં આવી અને તે દેવતાઓની પ્રતિષ્ટા ખર્ચમાં રા. (૨૫૦૦) અઢીહજાર ખર્ચ કરવામાં આવ્યું છે.

સંવત ૧૯૫૯ ના વૈશાક સુદી ૭ ને રોજ રાજ્યગુરૂના મઠમાં એક લીંગજી મહાદેવની પંચમુખી મુર્તિની સ્થાપના કરવામાં આવી. તથા સંવત ૧૯૬૩ ની સાલમાં ઉપર જણુાવેલા બગીચાની શોભામાં વૃદ્ધિ કરવા માટે એક નાનો દેશી કારીગરીનો સુંદીર બંગલો બનાવવામાં આવ્યો.

સંવત ૧૯૬૩ ની સાલમાં જેષ્ટ સુદી ૧૦ ને રોજ શ્રીમાન રાવજીશ્રી રતનસિંહજીએ પોતાના લગ્ન ઓગણુાના સોલંકી રાવજી અમરસિંહજીની કુંવરીશ્રી પ્રતાપ કુંવરી સાથે કર્યા.

સંવત ૧૯૬૫ ની સાલમાં જુથરી ગામના પાસે ગાયોના રક્ષણાર્થે ગૌશાળા બનાવવામાં આવી છે. તથા ત્યાં એક સુંદીર વાવ બને છે.

સંવત ૧૯૬૮ ( ઇ. સ. ૧૯૧૨ ) માં હિંદના શહેનશાહ નામદાર સાર્વ ભોમ પતિ મહારાજા ધીરાજ જૉર્જ દીલ્હીના તખ્ત ઉપર બીરાજ-માન થયા તે ઉતમ પ્રસંગે ભૂમટના તમામ સ્વસ્થાનોની ઉતમ રાજ્ય ભકતીની તારીફ ખુદ શહેનશાહે સાંભળી તેઓના ઉપર સંવત ૧૯૫૬-૫૮ ના દુશકાળનું જે કર્જ હતું તે માફ કર્યું.

ઉપરના મંગળીક પ્રસંગે ભુમટ સરદારોએ એક મુબારક બાદીનો પત્ર રાજેશ્રી પોલીટીકલ સુપ્રોટેંન્ડ સાહેબ બહાદુરની મારફત શ્રીમાન હિંદના શહેનશાહ મહારાજા જૉર્જને મોકલાવ્યો હતા.

સં. ૧૯૭૦ ના વૈશાક સુદી ૧૧ ને રોજ શ્રીમાન રાવજી સાહેબ-નાં શુભ લગ્ન માદડીના શીશોદીઆ ઠાકોરશ્રી પ્રતાપસિંહજીનાં કુવરીશ્રી જમનાં કુવરથી થયાં.

સંવત ૧૯૭૨ ના જેઠ વદી ૭ ને રોજ આ ગ્રંથના કર્તા મોરબીના

રહેવાશી રાજ્ય ગોર કવિ નાનજી પુરૂષોતમ ઉપનામ કલ્લાંત કવિને માન પૂર્વક બોલાવી તેઓની યોગ્યતા પ્રમાણે બરદાસ કરી આ "ચૌહુઆન કલ્પદ્રુમ" નામને ગ્રંથ લખવા પ્રેમપૂર્વક આજ્ઞા કરી આ ગ્રંથ લખવા પહેલાં શિલા લેખ, અઘાટ, તામ્રપત્ર પરવાના તથાં દંત કથાએ ઇત્યાદી જે જે સાધનની જરૂર પડી તે સામગ્રી પુરી પાડવા માટે ખુદ શ્રીમાન રાવજી સાહેબે તન, મન અને ધનથી પુરી પાડી આ ગ્રંથ લખાવવોં શરૂ કરાવ્યો હતો. સંવત ૧૯૭૩ ના શ્રાવણ સુદ ૧૧ ને રોજ માદડીવાળાં રાણીશ્રી શીશોદણીજી જમના કુંવરથી પાટવી કુમારશ્રી નોહબત સિંહજીનો જન્મ થયો. તે પ્રસંગે જવાસપટા બ્રાહ્મણોનો એક વરસને માટે ઘર વેરો માફ કરવામાં આવ્યો તથા બીજા રૂા. ૧૦૦૦૦ દસ હજાર ધર્માદા વાપરવામાં આવ્યા હતા તથા મોટો ઉત્સવ થયો હતો.

સંવત ૧૯૭૩ ના માહ માસમાં આ ગ્રંથ કર્તાએ રાવજી સાહેબની આજ્ઞાથી કાઠીઆવાડમાં ધાંગધ્રાની રાજ્ય ગાદીથી ઉતરેલા વઢવાણુ ઠાકોર સાહેબના મોજે વણા વાળા ભાયાત જાતે ઝાલા સરદાર ઠાકોરશ્રી બાલસિંહજીનાં કુવરીશ્રી રાજકુંવર બાનો સબંધ શ્રીમાન જવાસ રાવજીશ્રી રતનસિંહજીથી કર્યો, આ ઉપરના સબંધના પ્રસંગમાં જવાસ તરફથી કોઠારી અખેચંદજી પણ વણે આવ્યા હતા સબંધ થયા પછી તુરત ફાગણ સુદી ૬ ને રોજ શ્રીમાનના લગ્ન થયા છે. એજ સાલમાં ફાગણ સુદ ૧૫ ને રોજ યુવરાજ કુમારશ્રી નહોબત સિંહજીના ઢુંઢના ઉતમ પ્રસંગે શ્રીમાનના રીસ્તદાર (સગાં વહાલાં) તથા તેમના પટાના સદગ્રહસ્થો, રૈયત તથા સરદારો અને બહાર ગામના કેટલાએક મીજમાનો તે શીવાય ચારણ,ભાટ,કવિ પંડિતો અને ગાયક લોકોનો સમુહ એકઠો થયો હતો તે સર્વને શ્રીમાન ઉદારરાવજી સાહેબે યોગ્ય સત્કાર કરી સરપાવ તથા ઇનામ આપવામાં આવ્યાં હતાં આ મંગળીક પ્રસંગમાં જવાસની ભવ્યતા અને શ્રીમાનની ઉદારતાનું દીગદર્શન ઉતમ પ્રકારે થતું હતું. આ ભવ્ય મહોત્સવને પ્રસંગે કમમાં કમ રૂા. ૨૦૦૦૦) વીસ હજાર ખર્ચ કરવામાં આવ્યા હતા.

ઉપરના મંગળીક પ્રસંગ ઉપર શ્રીમાનનાં સગાં સબંધી તથા બીજાં કેટલા એક મીજમાનો આ ઉતમ પ્રસંગનો લાભ લેવા માટે આવ્યા હતા. તે વખતે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યો જેની અંદર તમામ રાજપુતી રીવાજનો ઉતમ ઠાઠ જોવામાં આવતો હતો. તે વખતે ખુદ શ્રીમાન રાવજી સાહેબે આ ગ્રંથ વિષે તથા કર્તાના શ્રમ વિષે કેટલી એક પ્રશંસા

કરી કહ્યું કે આપે જે મારા ચૌહાણુ વંશને ઇતિહાસ લખ્યો છે તેને અલ્પ બદલો પણુ મારાથી અપાય તેમ નથી અને જે કાંઇ આ વખતે હું આપું છું તેને આપ લક્ષ પસાવ માનશો. એમ કહી તેમના દીવાન સાહેબશ્રી પુનમચંદજીના સામી નજર કરતાં તેઓશ્રીએ ઉભા થઇ નીચે મુજબ ભાષણુ કર્યું કે શ્રીમાન મહારાઓશ્રી રતનસિંહજી સાહેબ બહાદુરની આજ્ઞાથી "ચૌહાણુ કલ્પદ્રુમના" કર્તા પંડિતજી નાનજી પુરૂષોતમ મોરબી નીવાશીને આજ રોજ લક્ષ પસાવ આપવામાં આવે છે. અને તે લક્ષ પસાવમાં બે ગામ મોજે ખાતી આ લીંબડી તથા ધારપુર.[૧] આપ તથા આપના વંશ તથા વારસને વંશ પરંપરાને માટે બક્ષીસ આપવામાં આવે છે અને આપશ્રીને કવિરાજશ્રીનું પદ આપી અહિંના આજથી રાજ કવિની પદવી આપવામાં આવી છે.તથા રૂા. ૧૫ અંકે પનરને પગાર દર મહીને આજ રોજથી રાજ કવિ તરીકે સ્વસ્થાન તરફથી તમોને આપવામાં આવશે અને તે પગાર તમો તથા તમારા વંશ તથા વારસને પણુ આપવામાં આવશે. એમ કહી બેસી ગયા ત્યારબાદ સુવર્ણુના દાગીનાં પોશાક તથા અમુક રકમ રોકડ આપી ત્યારે ગ્રંથકર્તાએ તેઓશ્રાને ઉપકાર માન્યો બાદ શ્રીમાન રાવજી સાહેબે ઉભા થઇ ગ્રંથ કર્તાને હાથ ઝાલી કચેરીથી નીચે ઉતરી હાથી[૨] ઉપર બેસાડી ગાજતે વાજતે તેમના મુકામ ઉપર મોકલવામાં આવ્યા.

આવા ઉદાર દાનવીર આપણી આ જનની ભારતભુમિમાં ઉત્પન્ન

---

૧ ઉપર જણુાવેલ ગ્રથકર્તાને મોજે ખાતીઆ લીંબડી તથા ધારપુરને પાકો લેખ સંવત ૧૯૭૩ ના ચૈત્ર વદી ૭ તા. ૧૪-૪-૧૭ સનીવારને રોજ સ્વસ્થાન જવાસની મહોર તથા ખુદરાવજી શ્રી રતનસિંહજીની સાખતની મહોર તથ કામદાર શ્રી પુનમચંદજીના દસકતવાળો નં. ૨૫૬ ને લખી આપવામાં આવ્યો. તથા ઉપર મુજબ સહી શીક્કાવાળો રૂા. ૧૫) પનર ના દર મહીને પગારને રાજકવિ તરીકે પરવાને નંબર ૨૫૮ને તથા ખુદ જવાસમાં રહેવાના મકાનને પણુ ઉપર મુજબ સહી શીક્કાવાળો લેખ નંબર ૨૫૭ ને કરી આપવામાં આવ્યો. આ ઉપરના ત્રણે લેખ ગ્રંથકર્તાને તથા તેમના વંશવારસને વંશપરંપરાને માટે કરી આપેલા છે.

૨ જે હાથીં ઉપર ગ્રંથકર્તાને બેસાડી તેમના મકાન ઉપર ગાજતે વાજતે લઇ જવામાં આવ્યા હતા તે હાથીની રોકડ અમુક કીંમત પણુ આપવામાં આવી હતી.

થાઓ અને દીન પ્રતિદીન કવિ કોવિદોની કદર બુઝી ભારતવર્ષની ભવ્યતામાં વધારો કરો એવી મારી જગત કર્તા પ્રત્યે દીન પ્રાર્થના છે.

## आशीरवाद.

### कवित.

महा भाग्यशाली भूप रविसो प्रताप तेरो ।
दुष्ट जन देखीके उलूक ज्यौं डरे रहो ॥
तेरे दिब्य दान आनधाराधरधार तातें ।
सूम सरदारसो जवासा ज्यौं जरे रहो ॥
कहे कवि क्रांत अमरेशके सु नंद चंद ।
भुवन अखंड रिद्ध सिद्ध सैं भरे रहो ॥
चहुआन कुल चारु रत्न महारावनीके ।
शत्रुके कीरिट तेरे पावमें परे रहो ॥ १ ॥

---

वसुधा बिदीत तेरो बीरद बेहद रहो ।
भुतलमें कविश्वर भावसें भने रहो ॥
कहे कवि क्रांत तेरे बुलंद सीतारे हेर ।
जेते शत्रु तेरे ते ते सोकमें सने रहो ॥
करुना निधान कुल भान प्रभुताकेधाम ।
सुजशके तंबु जंबु द्विपमें तने रहो ॥
दील्लिश्वर पीथलके बंश रतनेश भूप ।
श्री हरी सदाय तेगी बेलपें बने रहो ॥ २ ॥

---

पूरन प्रतापी तेरी प्रभुता अनंत लखी ।
संत शीलवंत गुनवंत गुंन गाते हे ॥

सोइ प्रभुताको लखी पाजी इतराजी होत।
और दगा बाजी खल लंपट लूकाते हे ॥
कहे कवि क्रांत सुख पावत सुबुद्धिवान।
हिमत बहादुर हमेश हरखाते हे ॥
जवासके पति प्रतापी श्री रतनेश तोकुं।
एते नर च्हाते हे न एतें नर च्हाते हे ॥ ३ ॥

---

सन्मुख गनेश रिद्धि सिद्धि बर दातालसै।
प्रतिदीन मोद पाय रच्छीत रमेश हे ॥
क्रांत कवि आशापुरा सहित बीराजमान।
चार फल दायक सु सहाये महेश हे ॥
प्रबल प्रताप उग्र तपको अंजाम ए सो।
पूरन मनोरथमें बीघ्नको न लेश हे ॥
सत्य बाक बानी मेघा आदी लों नरेन्द रत्न।
हाजीर तिहोर पास रहत हमेश हे ॥ ४ ॥

दोहा.

चढत कला ज्यौं चंदकी, सप्तमींकी निरधार।
तैंसैं कला तुव तेजकी, बढो सदा उजीयार ॥ ५ ॥
सतंजीव शतयुग रहो, भूप रत्न चहुआन।
आषीश एहीँ कवि क्रांतकी, सतत होहू कल्यान ॥ ६ ॥

---

## સ્વસ્થાન શ્રી જવાસ તાબાના ભાયાતો અને તેમના ગામોનું લીષ્ટ.

| નંબર | ગામનું નામ. | અમુક ભાયાતોનાં નામ. |
|---|---|---|
| ૧ | કેલાંવાડા | મોતીજી લાલજી રોડજી હમીરજી અને ભગવાનસિંહ ઇત્યાદી... ... ... ... ... |
| ૨ | મુકરવાડા | ચંદનસિંહ, ખુમાણસિંહ અને લચ્છમનસિંહ ઇત્યદિ. |
| ૩ | પરેડાં | પદમસિંહ, લચ્છમનસિંહ, માધુસિંહ, ઉદેસિંહ તથા સંગ્રામસિંહ ઇત્યાદી. ... ... ... |
| ૪ | છોટાકારચ્છા | ધુરજી, હરિસિંહ, રઘુનાથસિંહ, પનેસિંહ, કુરજી અને ચંદનસિંહ ઇત્યાદી... ... ... ... |
| ૫ | ઝળપકા તથા સરેરી | અભેસિંહ રૂગનાથસિંહ નવલસિંહ પરતાપજી અને બદનસિંહ ઇત્યાદી... ... ... ... |
| ૬ | લાંબાપાનવા | રામજી, લાલજી, દોલજી,કોદરજી અને જાલુજી ઇત્યાદી. |
| ૭ | ભુંવાર | અહીંના ભાયાતની પાછળ સંતતિ નહિં હોવાથી તેમના જમાઇ શીશોદીઆ માધુસિંહને જવાસ દરબારે વારસ બનાવ્યા છે.... ... ... |
| ૮ | સુવેરી | પનેસિંહ, લાલસિંહ, તથા હરિસિંહ ઇત્યાદી. ... |

ઉપરના ભાયાતો પાસેથી પ્રસંગ ઉપર નોકરી ચાકરી જવાસ રાવજી સાહેબ લે છે.

## સ્વસ્થાન શ્રી જવાસના બક્ષીસી જાગીરદારનું લીષ્ટ.

| નંબર | ગામનું નામ. | બક્ષીસી જાગીરદારનું નામ. |
|---|---|---|
| ૧ | થોભાવાડા. | દસોંદી ગઢવી ઓનારસિંહજી ચારણ ... ... |
| ૨ | ખાનીઆ લીંબડી તથા ધારપુર. | કવિરાજ નાનજી પુરૂષોતમ ઉપનામ કલાંત કવિ. સજય ગોર બ્રાહ્મણ મોરબીવાળા. ... ... |

# * સ્વસ્થાન શ્રી જવાસના જાગીરદારોનું લીષ્ટ.

| નં. | ગામનું નામ. | જાતી. | વિદ્યમાન ઠાકોરનું નામ. |
|---|---|---|---|
| ૧ | બાયડી | બીચોલીઆ સોલંકી | હિંદુસિંહજી |
| ૨ | ખુટાનેરી | રાણાવત શીશોદીઆ | રઘુનાથસિંહજી |
| ૩ | માકડ જપ | ઝાલા | મોકમસિંહજી |
| ૪ | ભેમપુર | રાણાવત શીશોદીઆ | કુબેરસિંહજી |
| ૫ | બાવડીખેડા | રાણાવત શીશોદીઆ | જુવાનસિંહજી |
| ૬ | ઓડા | બીચોલીઆ સોલંકી | દલપતસિંહજી |
| ૭ | પાનીદર | રાણાવત શીશોદીઆ | કીશોરસિંહજી |
| ૮ | હાથીઆ તથા રતનપુરા. | શીશોદીઆ | સોહનસિંહજી |
| ૯ | પાનીહાલ | ઝાલા | ભેરવસિંહજી |
| ૧૦ | ખોખાદરા | મહાજન નરસિંગપુરા | અખેચંદજી કોઠારી |
| ૧૧ | રાજડીઆ | ,, | મોતીલાલજી કોઠારી |
| ૧૨ | દેતનાર | શેખ | જમાદાર અંબુખાનજી |
| ૧૩ | રોચવાર | રાણાવત શીશોદીઆ | ખુમાનસિંહજી |

* આ ચીન્હ વાળા ઉપરના જાગીરદારો તથા વાટેંદારોને સ્વસ્થાન જવાસ તરફથી જાગીરૂ મળેલી છે જેથી તેઓ તે બદલ નોકરી ચાકરી આપે છે.

# સ્વસ્થાન શ્રી જવાસના વાટેદારોનું લીષ્ટ.

| નં | ગામનીજંમીન | જાતી. | નામ. |
|---|---|---|---|
| ૧ | અંજલાયાં. | રાંણાવત શીશેદીઆ | દલપતસિંહજી |
| ૨ | ખાનમેડ | ,, | પરંમતસિંહજી |
| ૩ | ઘોડી | ચુંડાવત શોશોદીઆ | નાથસિંહજી |
| ૪ | ચીખલાં | ઝાલા | સરદારસિંહજી |
| ૫ | સામીતેડ | મુકરાણી | મજારખાં હવાલદાર |

જવાસ રાવજીશ્રી ભૈરાંસિંહજીને સતાવનની મ્યુટીનીમાં જે સનંદો સરકાર તરફથી મળેલી છે તેની નકલો. (क)

रावसाहब मेहेरबान दोस्तान सलमहुला ताला ऊन चेक आं मेहेरबान दर अइयाम फसाद अयानत वो इमदाद नीसबत बहुकाम अंगरेजी दर कोहीस्तान मेवाड वर रुए जहुर आवुरदा अंद मुबमुं इतलाआं पेस बंदगान नवाब मुस्तताब मोयला इलकाब बाइसरोय व गवरनर जनरल बहादुरगर दीया. बाइसे रजामंदी खातीर हजरते एशां गश्ता. छुनाचे इलहाल हसबुल हुकम बंदगान नवाब साहब ममदुह वइजाये खेरखवाही वो हुस्न रुएह आं मेहेरबान नीसबत व सरकार बावीकार अंगरेजी अजतरफ नवाब साहब ममदुह दोस्तदार सीपास गुजार अस्त रीजाके दोस्तदार राहखवाहान खेर व आफीयत खुद दानीश्ता बइतला आं शादमान मे सा खता बशंद ज्यादा चे नीगास्ता आयद ता. १ मइ सन १८६०.

( अ )

जनाब साहब बालाशान एजंट गवरनर जनरल
राजपुतानाकी तरफसे.

रावसाहब मेहेरबान सलमहु,

बाद शोक माफोक आंके ऊनचे दर अइयाम बलवा वो फसाद

# સ્વસ્થાન શ્રી જવાસના રાજ્ય કર્તાનું લીષ્ટ.

| પેઢી નં. | રાજ્ય કર્તાનું નામ. | ક્યારે ગાદીએ બેઠા. | ક્યારે દેહાંત થયો. | કેટલાં વર્ષ રાજ કર્યું. |
|---|---|---|---|---|
| ૧ | લીંબાજી-ભીંબસિંહજી અથવા ભીમસિંહજી (૧) | ૧૫૪૨ | ૧૫૫૫ | ૧૩ |
| ૨ | માણેકચંદ્ર-માણેકદેવ | ૧૫૫૫ | ૧૫૭૪ | ૧૯ |
| ૩ | સૂર્યસિંહ-સૂર્યમલ્લજી (૧) | ૧૫૭૪ | ૧૫૮૦ | ૬ |
| ૪ | રાયસિંહ-રાયમલ્લજી | ૧૫૮૦ | ૧૬૦૮ | ૨૮ |
| ૫ | વાઘજી-વ્યાઘ્રસિંહ | ૧૬૦૮ | ૧૬૪૨ | ૩૩ |
| ૬ | ચંદ્રભાણ-ચંદ્રસિંહ | ૧૬૪૨ | ૧૬૫૭ | ૧૬ |
| ૭ | જસવતસિંહજી (૧) | ૧૬૫૭ | ૧૬૭૯ | ૨૨ |
| ૮ | સૂર્યસિંહ-સૂરજમલ્લ (૨) | ૧૬૭૯ | ૧૬૯૮ | ૧૯ |
| ૯ | જૈત્રસિંહ-જેતસિંહ | ૧૬૯૮ | ૧૭૪૧ | ૪૩ |
| ૧૦ | અમરસિંહજી (૧) | ૧૭૪૧ | ૧૭૫૯ | ૧૮ |
| ૧૧ | સુરતસિંહજી | ૧૭૫૯ | ૧૭૭૦ | ૧૧ |
| ૧૨ | છત્રસિંહજી | ૧૭૭૦ | ૧૭૭૨ | ૨ |
| ૧૩ | સામતસિંહજી | ૧૭૭૨ | ૧૭૮૨ | ૧૦ |
| ૧૪ | કલ્યાણસિંહજી કુશળસિંહજી | ૧૭૮૨ | ૧૭૯૪ | ૧૨ |
| ૧૫ | દોલતસિંહજી | ૧૭૯૪ | ૧૭૯૫ | ૧ |
| ૧૬ | ઉમેદસિંહજી | ૧૭૯૫ | ૧૭૯૬ | ૧ |
| ૧૭ | વખતસિંહજી | ૧૭૯૬ | ૧૮૧૮ | ૨૨ |
| ૧૮ | હીંમતસિંહજી | ૧૮૧૮ | ૧૮૩૧ | ૧૩ |
| ૧૯ | નાથસિંહજી | ૧૮૩૧ | ૧૮૩૯ | ૮ |
| ૨૦ | રઘુનાથસિંહજી | ૧૮૩૯ | ૧૮૬૧ | ૨૨ |
| ૨૧ | જસવતસિંહજી (૨) | ૧૮૬૧ | ૧૮૯૨ | ૩૧ |
| ૨૨ | રતનસિંહજી (૧) | ૧૮૯૨ | ૧૮૯૨ | ત્રણ માસ |
| ૨૩ | ભીમસિંહજી (૨) | ૧૮૯૨ | ૧૯૧૩ | ૨૧ |
| ૨૪ | ભેરવસિંહજી | ૧૯૧૩ | ૧૯૩૦ | ૧૭ |
| ૨૫ | અમરસિંહ (૨) | ૧૯૩૦ | ૧૯૫૦થી | ૨૦ |
| ૨૬ | મહારાણા શ્રી રતનસિંહજી | ૧૯૫૦ | વિદ્યમાન | રાણાજી સાહેબ |

अनायत वो इमदाद नीसबत बहुकाम अंगरेजी दर [illegible] मेवाड
अजां मेहेरबान वरए जहुर आमदा इतलाइ हमे हालात बहजुर नवाब



કુમાર શ્રી રઘુનાથસિંહજી, સ્વસ્થાન શ્રી થાણા.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

# प्रकरण ७ मुं.

" मांडवा गढ तथा सणोरना चौहाण "

**प्रतापसिंह**—( નં.–૪૨નો પુત્ર અને ૪૩નો નાનો ભાઇ ) પ્રકરણુ ચોથામાં જણુાવેલ ચાંપાનેર સર કરનાર પાલણુસિંહનો નાનો ભાઇ હતો તેણે પોતાના ભાઇની મદદથી કારવણુમાં જઇ ૩૫૦ ગામનું અલગ રાજ્ય સ્થાપ્યું તેમના વંશમાં સાત પેંહેડીએ નાહરસિંહજી નામે રાજા થયા તેના વખતમાં મહમૂદ બેગડાનું લશ્કર ચડી આવ્યું જેથી સુલતાનના ડરને લીધે તેઓ પોતાના સસરાનંદ રાજાની રાજધાની નંદેરી ચાલ્યા ગયા અને તેમનો સસરો બીન પુત્રે મરણુ થવાથી ત્યાંના રાજા થયા.

નાહરસિંહના પૌત્ર માલસિંહજીએ રાજ્યગાદી નંદેરીયામાંથી ઉઠાવી ચાંદોદમાં સ્થાપી.

એ માલસિંહજીના વંશમાં વાઘસિંહજી નામે રાજા થયા તેણે ચાંદોદ છોડી જુના માંડવામાં ગાદી સ્થાપી; વાઘસિંહના વંશજ કાનજીને ત્રણુ કુંવર હતા તેમાંના પાટવી વાઘરાણુાએ ઇ. સ. ૧૬૬૯ માં જુના માંડવા છોડી હાલ જે જગાએ માંડવા ગામ છે ત્યાં રાજ્યગાદી સ્થાપી. અને બીજા કુંવર સબળસિંહે સનોરમાં અલગગાદી સ્થાપી વાઘરાણુા પછી રાણુાસંગ, રામસિંહજી, કાનજી વાઘજી, ખુમાનસિંહ, જીતસીંહ, ભીમસીંહ, રાયસિંહ માધવસિંહ ખુમાનસિંહ અને રાણુા જીતસિંહજી, થયા.

રાણુાજીતસિંહજી તા. ૩૦ માહે સપ્ટેંબર સને ૧૮૯૦ ની સાલમાં

---

मुस्तताब मोयलुल एलकाब गवरनर जनरल बहादुर वाइसरोय हींद गरदीदा मुजीब रजा मंदी मेहेसमअलाह गरदीद इसहाल साहब आलीशान सेक्रटरी गवरमेंट हींद हसबुल हुकम नवाब साहब ममदुह तेहेरीर खत इसमी आं मेहेरबान सुकर गुजार खीदमत अंद चुनाब खत मोसुला साहब सेक्रटरी बजदीये इं खत इरसाल मेशवद बमुताले खवाह आमद फगत इतलान हवाला खातमा मेहेतबशुद . अलमरकुम

२१ मइ सन १८६०. डबल्यु, एफ ग्रीन.

ओफीशीयेट गवरनर जंनरल.

ચાંણોદ* માંડવાની ગાદીએ બેઠા, આ વખતે તેમની ઉમર સગીર હોવાના કારણથી આ સ્વસ્થાન ઉપર નામદાર બ્રીટીશ સરકાર તરફથી જપ્તી મુકવામાં આવી અને તારીખ ૧૫ મી માહે અકટોબર સને ૧૯૯૬. ને. રોજ ઉઠાવી જીતસિંહ રાણાને સ્વતંત્ર અધીકાર પ્રાપ્ત થયો.

મહારાણા જીતસિંહે રાજકોટ રાજકુમાર કોલેજમાં ઇંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો છે. મહારાણા જીતસિંહજીને બીજા વર્ગનો પાવર છે તેમ ચાંદોદ સ્વસ્થાનના દીવાની દાવા પણ કેટલીક રકમના ચૂકવી શકે છે

મહારાણા જીતસિંહનો દેહાંત સંવત ૧૯૭૦ ની સાલમાં થયો છે અને તેમના પાછળ સંતતિ નહિં હોવાથી તેમના ભાયતના કુંવરને ગોદલી લેલા છે પરંતુ તેમની સગીરવય હોવાથી હાલમાં નામદાર સરકાર તરફથી આ સ્વસ્થાન ઉપર જપ્તી મુકવામાં આવેલી છે. માંડવા એ સ્વસ્થાન સંખેડા મેવાસમાં પહેલા વર્ગનું સ્વસ્થાન છે. માંડવાએ નર્મદા અને ઔર નદીને કીનારે એક ટુંક ઉપર ગામ વસેલું છે ત્યાં માડવા દરબારશ્રીનો મહેલ છે તથા કચેરીઓ પણ છે ત્યાં મહાશક્તી એટલે શ્રીનંદા આનંદા દેવીજીનું ઉગ્રસ્થાન ઓર અને નર્મદા નદીને કીનારે દેવાલય આવેલું છે તે દેવીની માનતા કરવા માટે શ્રદ્ધાળુ લોકો રવિવાર અને મંગળવારે આવે છે. ઓર સંગમ માંડવાની હદમાં છે અને નર્મદાની યાત્ર કરનારાઓ પહેલે ઓર સંગમમાં સ્નાન કરે ત્યારે યાત્રા સફળ ગણાય છે. અને ત્યાં નારણ બલીની ક્રીયા કરવા હજારો કોશથી યાત્રાળુઓ આવે છે.

---

*ચાંદોદ એ નર્મદાના ત્રટ ઉપર પાપનાશીની પવિત્ર નદીને કીનારે તીર્થસ્થાન છે અને તેની પ્રખ્યાતી ચંદોદશાસ્ત્ર વિગેરે પુરાણોદિક ગ્રંથોમાં મુખ્ય ક્ષેત્ર માનેલું છે આથી ઉત્તર હિંદુસ્થાન દક્ષીણ હિંદુસ્થાન તથા પશ્ચીમ અને પૂર્વ હિંદુસ્થાનના શ્રદ્ધાળુ લોકો કાયમ આ સ્થળે આવે છે તેમાં કાર્તિક અને ચૈત્રી પુર્ણીમા ઉપર તો મોટા મોટા સંગ આવે છે તે સંત મહાત્માઓ નર્મદા કીનારે વસે છે કેટલાએક પરમાત્માળા મહાત્માઓના સંગ પણ આવ્યા કરે છે. ચાંદોદમાં શ્રી શેષ શ્યાઇ ભગવાનું જગત પ્રસિદ્ધ મંદીર છે તથા ચક્રતીર્થ નામની એક પવિત્ર જગ્યા નર્મદા કીનારે છે એ ચક્રતીર્થમાંજ શેષશાઇ ભગવાન પ્રગટ થએલા છે ચાંદોદમાં આવનાર જાત્રાળુઓને અનુશયા, સુખદેવ,વ્યાસ, કુબેરભંડારી કુબેરેશ્વર અને સુરપાણેશ્વરનાં દર્શન જરૂર કરવા જોઇએ અને તેમની ( નાવ ) માં પેશી દરેક જગોએ જઇ શકાય છે.

આ સ્વસ્થાન તાબે એક અંદર ૧૬ ગામ છે તેમાં ચાંદોદ એ મુખ્ય કસબો ગણાય છે.

## सणोरना चौहुआन.

**सबलसिंह**—માંડવાની હકીકતમાં આપણે વાંચી ગયેલા સબળસિંહે સણોર વસાવી અલગ રાજ્ય સ્થાપ્યું એ સબળ સિંહજીથી આસરે ૬ એક પહેઢીએ હાલના રાણા ખુશાલસિંહજી રાજ્ય કરે છે તેમને બાપુસાહેબ છત્રસિંહજી, ભાવસિંહજી અને નાથુબાવા નામે ચાર કુંવર હતા તેમાં બે નીર્વંશ ગુજરી ગયા છે. મોટા પાટવી બાપુસાહેબને નાહરસિંહજી તથા ગંભીરસિંહજી નામે બે કુંવર છે. તેમાં નાહરસિંહજીએ વજીરીયાની સ્કુલમાં વિદ્યાઅભ્યાસ કરેલો છે. અહીંના રાજ્ય કર્તા રાણા ખુશાલ સિંહજીને ફોજદારીમાં એક માસ સુધી સખત કેદ તથા રૂપીઆ ૫૦ સુધી દંડ કરવાનો અધીકાર છે. તેમને દીવાની અધીકાર બીલકુલ નથી સણોરમાં રાણાનો ભવ્ય દરબાર છે અને તે ચાંણોદથી દેખાયછે.

---

# गढ उर्फे बोरीयादना चौहुआन.

**चर्चींगदेव**—*( નં. ૩૮ નો પુત્ર ) જ્યારે રણથંભોરના મહારાજા પ્રખ્યાત હમીરદેવે દીલ્લિના સુલતાન અલાઉદીન ખીલજી સાથે વેર બાંધી વિ૦ સં૦ ૧૩૫૬–૫૭ માં લડાઈ શરૂ કરી તે વખતે પોતાના કુંવર રામદેવ તથા ચચીંગદેવને તેના મામા ચીતોડના શીશોદીઆ મહારાણાશ્રી હમીરના પાસે મોકલી આપ્યા હતા. ખીચી હમીરદેવના દેહાંત પછી જ્યારે રણથંભોર ઉપર સુલતાને કબજો કર્યો ત્યાર પછી ખીચી હમીરદેવના બંને પુત્ર થોડો સમય માળવામાં ગઢગાગરોન કે જે તેઓના વડીલના વખતથી રણથંભોરના ચૌહાણોના તાબામાં હતું ત્યાં રહ્યા. અને ત્યાંથી તેઓ બંને ભાયો કેટલા એક ચૌહાણોને સાથે લેઇ ગુજરાતમાં ગયા અને ત્યાં જઈ રામદેવે પાવાગઢની આસપાસ પોતાનો કબજો કર્યો અને ચચીંગદેવે રેવાનદીના કીનારા પાસે સંખેડા મેવાસ નામના જીલ્લામાં અકીકોણના ભાગમાં ખાનદેશના સીમાડાને લગતું અને છોટાઉદેપુરના રાજ્યથી દક્ષીણ-

---

* ચચીંગદેવ પછીની વંશાવળી તથા ઇતિહાસ અમોને વિશ્વાસ પાત્ર નહિં મળવાના કારણથી અપૂર્ણ હકીકત રહી છે.

દીશામાં આસરે ૧૨૫ ગામનું સ્વસ્થાન સ્થાપ્યું અને ગડમાં ભીલ રાજા રાજ્ય કરતો હતો તેને મારી પોતાની ત્યાં રાજ્યધાની સ્થાપી. હાલના ઠાકોર ચંદ્રસિંહજી તેમના મુળ પુરૂષ ચચીંગદેવથી આસરે ૩૦-૩૨ પહેડીએ છે. ગડમાં હવા પાણી સારાં નહિં હોવાના કારણથી તેઓ બોરીયાદ ગામમાં દરબાર ગઢ બંધાવી રહે છે.

# चाहुआन वंशकी वंशावली.

१ चौहुआनजी (चंद्रराज.)

૨ વસુદેવ

૩ સામંતરાજ

૪ અજયરાજ (અજયપાલ)

૫ વિગ્રરાજ (૧) (વીરસિંહ)

૬ ચંદ્રરાજ (૨) (બીંદુસુર)

૭ ગોપેંદ્ર-(ગોવિંદરાવ ઉર્ફે બેરીબીહંડ)

૮ દુર્લભ-(દોલારાવ)

૯ ગુવક (૧) (માણીકરાવ)

૧૦ ચંદ્રરાજ (૩) (ખડકસિંહ)

૧૧ ગુવક (૨)

૧૨ ચંદ્રરાજ (૪) (હરીહરરાવ)

૧૩ વાકપતિરાજ (વિગ્રહરાજ) (૨)

૧૪ સિંહરાજ (ધર્માધીરાજ) [અજમેરમાં રાજ્ય સ્થાપ્યું]

૧૪ લક્ષ્મણરાવ [નાંડોલમાં રાજ્ય સ્થાપ્યું]

૧૪ વત્સરાજ [જયપુરના ભીન અગણામાં રાજ સ્થાપ્યું.]


૧૫ વિગ્રહરાજ (૩)
૧૫ દુર્લભ (૨)
૧૫ ગોવંદરાવ (૨)
૧૬ વાકપતિરાજ (વલ્લભરાજ)
૧૭ વીર્યરામ (રામરાજ)
૧૭ ચાંમુંડરાજ
૧૮ દુલ્લભરાજ (દુમલ)
૧૮ વિગ્રહરાજ (વીશલદેવ)(૪)
૧૯ પૃથીરાજ (૧)
૨૦ અજયરાજ (અજયદેવ)(૨)
૨૧ અર્ણોરાજ (આનાક)
૨૨ જગદેવ
૨૨ વિગ્રહરાજ (વીશલદેવ) (૫)
૨૨ સોમેશ્વર
૨૩ પૃથિરાજ
૨૩ અમરગાંગેવ (ગંગદેવ)
૨૩ પૃથિરાજ (હિંદના મહારાજા)
હારરાજ
ઇશ્વરદાસ (મુસલમાન થયો)
૨૪ ગોવંદરાજ (દીલ્લીનું રાજ જતાં રણુથંભોરમાં ગાદી સ્થાપી)
અને બીજા કન્હ તથા ચામુંડ રાજ ઇત્યાદીના વંશજો
૨૫ પાલ્હણુદેવ (બાલ્હણુ) પુર્વ દીશામાં ગયા તે પુરબીયા, ભદોરીઆ
ચૌહાણુ કહેવાયા.)
૨૬ મહાદેવ (પ્રહલાદદેવ)
૨૬ વાગભટ (ખેંગારસિંહ)
પોતાના ભત્રિજાથી રીસાઈ ગઢ
ગાગરોનમાં ગાદી સ્થાપી બાદ
તેના ભત્રિજાના મરણુ પછી રણુ-
થંભોરનો રાજા થયો.
૨૭ વીરનારાયણુ
૨૭ જૈત્રસિંહ

૨૮ હમીરદેવ

૨૯ રામદેવ ( પાલ્હણુદેવ ) રણથંભોર છુટ્યાથી ગુજરાત માં પાવાગઢની આસપાસ રહ્યા. — ૨૯ ચચીંગદેવ (ગડબોરીયાદ)

૩૦ ચાચંગદેવ

૩૧ ચચીંગદેવ

૩૨ સોમદેવ

૩૩ પાલ્હણુસિંહ ( પાવાગઢના તુંવરોને મારી રાજ્ય સ્થાપ્યું. ) — ૩૩ પ્રતાપસિંહ ( માંડવા. )

૩૪ જીતકરણુ.

૩૫ કંપુરાવલ

૩૬ વીરધમલ્લ

૩૭ શીવરાજ

૩૮ રાઘવદેવ

૩૯ ત્ર્યંબકદેવ ( ત્રંબકભૂપ )

૪૦ ગંગદેવ ( ગંગરાજેશ્વર )

૪૧ જયસિંહદેવ ( પતાઇરાવલ )

૪૨ રાયસિંહજી (પીતાની હૈયાતીમાં દેહાંત થયો. ) — ૪૨ લીંબાજી ( ભીમસિંહજી ) (મેવાડમાં જવાસ ગાદી સ્થાપી સં. ૧૫૪૨ ) — ૪૨ તેજસિંહજી ( મુસલમાન થઇ ઝાગરમાં ગાદી સ્થાપી. )


૪૩ પૃથિરાજજી ( છોટાઉદયપુર )
૪૩ ડુંગરસિંહ (દેવગઢ બારૈયા.)
૪૪ કરણુસિંહ
૪૪ ઉદયસિંહ
૪૫ વજેસિંહ
૪૫ રાયસિંહ
૪૬ ગુમાનસિંહ
૪૬ વજેસિંહ
૪૭ રાયસિંહ
૪૭ માનસિંહ
૪૮ તેજસિંહ
૪૮ પૃથિરાજજી
૪૯ જસવતસિંહ
૪૯ રાયધરજી
સામતસિંહ
હરિસિંહ ( હેરોલ )
રામસિંહ
૫૦ દુર્જનસિંહજી
૫૦ ગંગદેવજી
૫૧ અમરસિંહજી
૫૧ ગંભીરસિંહ
૫૨ અભયસિંહ
૫૨ ધીરતસિંહ
૫૨ સાહેબજી
૫૩ રાયસિંહ
૫૩ જસવતસિંહ
૫૪ પૃથિરાજ
૫૪ ગંગદેવજી
૫૫ ગુમાનસિંહ
૫૫ પ્રાથરાજજી
૫૬ જીતસિહ
૫૬ માનસિંહજી
૫૭ મોતીસિંહ
૫૭ રણુજીતસિંહજી વિદ્યમાન મહારાજા.
નાહરસિંહજી વિ૦
૫૮ ફતેહસિંહજી વિદ્યમાન મહારાજા
સુરેન્દ્રસિંહજી યુવરાજ વિ૦
નટવરસિંહજી
નાહરસિંહજી

યુવરાજ વિ૦      વિ૦

પેઢી નંબર ૪૨ લીંબાજી ( ભીમસિંહજી ) જવાસમાં રાજ્ય સ્થાપનાર ) સં. ૧૫૪૨ માં

૪૩ ગંગદેવજી      ૪૩ માણેકદેવજી

૪૪ સુર્યસિંહ (૧)

દેવભાણુ ૦      ૪૫ રાયસિંહજી      ૪૫ દેવીસિંહજી (મુકરવાડા)

૪૬ વાઘજી      ૪૬ હાથીજી (કારચ્છા) ૦

૪૭ ચંદ્રભાણુજી

૪૮   ૪૮   ૪૮   ૪!   ૪૮   ૪૮   ૪૮   ૪૮

૪૭ જસવતસિંહ   ખેંગારજી (થાણા)   સુરજી   રાયસિંહ ૦ (સોરીવાડા) (દસ પેઢી બાદ જશ રહ્યા)   લચ્છમનસિંહજી (પરેડા)   કલાજી (કાગદડ)   કરણુજી ૦ (ભુંવાર)   ભોજરાજ (ઓવારાં) (છ પેઢી બાદ જશ રહ્યા)

૪૯ સુર્યસિંહજી(૨)

૫૦ જેતસિંહ

૫૧ અમરસિંહ

૫૨ સુરતસિંહ      ૫૨ સરદારસિંહ (દેલવાડા)

૫૩ છત્રસિંહ

૫૪ સામતસિંહ

૫૫ ર્લ્યાણસિંહ

૫૬ દોલતસિંહ      ૫૬ અજીતસિંહ ૦      ૫૬ જીતસિંહ ( સુવેરી). ૦

૫૭ ઉમેદસિંહ — ૫૭ વખતસિંહ — ૫૭ જોરાવરસિંહ (આવલવાડા)

૫૮ હીમતસિંહ — ૫૮ નાથસિંહ — ૫૮ કુમેરસિંહજી ( નવું ગામ )

૦

૫૯ રૂગનાથસિંહ

૬૦ જસવતસિંહ

સાલમસિંહ — ૬૧ રતનસિંહ

૦

૬૨ ભીમસિંહજી (આવલવાડેથી ખોળે આવ્યા)

૬૩ ભેરવસિંહજી

૬૪ અમરસિંહજી ( આવલવાડેથી ગોદ આવ્યા ).

૬૫ રતનસિંહજી શ્રીમાન મહારાઓ ( થાણેથી ગોદ આવ્યા, વિદ્યમાન રાજ્યકર્તા.

નોહબતસિંહજી
યૂવરાજશ્રી
વિ૦

## મુલ્લકવાડાની શાખા.




૪ નાથાજી
ગુમાનજી
નાથાજી
૫ નગજી
૬ મેરૂજી
ભૂપતાજી
૭ ચંદનજી
ગંગદેવજી
બાવાજી
૮ ગોરાજી
૯ કુએરસિંહ
૧૦ સોભાજી
કુરાજી
૧૧ દેવરાજજી
૧૨ રામસીંહજી
૧૩ હીરાજી
કુંદનજી
રૂપજી
સામતસંગ
૧૪ ભીમજી
અનુપજી
કાનાજી
લાલસિંહ
૧૫ અમરસીંહજી
૧૬ પુરાજી
૧૭ નાહરજી
શામજી
ભીમજી

૧૮ ભાવસિંહ કાકાજી કાનજી




## સાંભરના ચૌહાણ વાકપતિરાજનો બીજા નં. નો પુત્ર.

પેઢી નં. ૧૪ રાવ લક્ષમણસિંહ ( નાડોલમાં રાજ્ય સ્થાપ્યું ).

૧૫ શોભીત

૧૬ બલીરાજ — ૧૬ વિગ્રરાજ

૧૭ મહેંદ્ર

૧૮ અણુહિલ

૧૯ બાલપ્રસાદ — ૧૯ જેન્દ્રરાજ

૨૦ પૃથવીપાલ — ૨૦ જોજલદેવ — ૨૦ આસરાજ

૨૧ આલ્હણ — ૨૧ માણુંકરાવ

૨૨ કેલ્હણ. — ૨૨ કીર્તિપાલ ( આના વખતમાં મેવાડના રાણા જૈત્રસિંહે નાડોલ બરબાદ કર્યું ).

૨૩ સમરસિંહ (ઝાલોર ઉર્ફે સોનગીરીમાં રાજ્ય સ્થાપ્યું જેથી સોનગરા ચૌહાણ કહેવાયા)

૨૪ માનસિંહ (શીરોહીની આસપાસ રહ્યો.) ઉદયસિંહ (ઝાલોર)

૨૫ બીજડ=દેવરાજ (દેવડા ચૌહાણ કહેવાયા.) ચચીંગદેવ

સામંતસિંહ સુરતસિંહ (સાચોર વસાવી સાચોરા ચૌહાણ કહેવાયા)

૨૬ લાવણ્યકર્ણ લુંઢદેવ લક્ષમણ લુણવર્મા

૨૭ રાવસહસ્ત્રપાલ (શીરોહી વસાવી રાજ્ય સ્થાપ્યું).

કાનડદેવ માલદેવ (આ ખાનદાનમાં સોનગરા ચૌહાણની નાની જાગીરો મેવાડ (વાગડ)માં છે)

વીરમદેવ

છત્રસાલજી (આના વંશજો હાલ સંજેલીના રાજ્ય કર્તા છે.)

## નં. ૨૧ માણીકરાવ.

સંભારણ

જૈત્રરાવ

અનંગરાવ (આસોરમાં રાજ્ય સ્થાપ્યું.)

કુંતીસિંહ.

બીજેપાલ

હરરાજ (હાડા ચૌહાણ કહેવાયા.)

બંગદેવ

દેવીસિંહ (મીણાઓને મારીબુંદીમાં રાજ્ય સ્થાપ્યું).

- રતનસિંહ
  - ઃ રતનસિંહ પછી ૨૦૦ વરસની વંશાવળી મળી નથી.
  - સંરજણ
    - હમું
      - નારણદાસ
        - સુરજમલ
          - ભોજ
            - રતનસિંહ
              - હરિસીંહ
                - છત્રસાલ
                  - ભાવસિંહજી
                    - અનુરાદ
                      - બુધસિંહ
                        - ઉમેદસિંહ
                          - બીશનસિંહ
                            - રામસિંહ
                              - રઘુવિરસિંહ (વિદ્યમાનહાડાજી)
              - માધુસિંહ (કોટા)
                - મુકુંદસિંહજી
                  - જગતસિંહ
                    - પ્રેમસિંહજી (દત્તક)
                      - કીશોરસિંહ
                        - બીશનસિંહ
                        - રામસિંહ
                          - બીમસિંહ
                            - અર્જુનસિંહજી
                              - દુર્જન સાલજી
                                - અજીતસિંહ
            - હરદુનારાયણ
            - કેશોદાસ

છત્રસાલજી
|
ગુમાનસિંહ
|
ઉમેદસિંહજી
|
કીશોરસિંહજી
|
રામસિંહ
|
છત્રસિંહ
|
ઉમેદસિંહજી
(વિદ્યમાનહાડાજી)



